# કીર્તનિકા

કર્તા

અરદેશર ફરામજી ખબરદાર



C. A. Khabardar.
15A, Tardeo Chambers,
Kashinath Road, Tardeo,
BOMBAY-34

ચાહો કલ્યાણ તો સીંચો ઉર પુણ્યથી,
ખીલશે કલ્યાણના ક્યારા :
ધૂમ્રને રોપતા છાશે અધારાં,
જ્યોતિને રોપતાં તારા રે !

: પ્રકાશક :

અરદેશર ફરામજી ખબરદાર

૧૧૪, સાન થોમે હાઈ રોડ, મૈલાપોર,

મદ્રાસ-૪

114, San Thome High Road,

Mylapore, Madras—4

ઈ. સ. ૧૯૫૩

સંવત ૨૦૦૯






કિંમત રૂ. ૩-૦-૦

પહેલી આવૃત્તિ

૧૧૦૦

: મુદ્રક :

લાલજી નાગજી ગજ્જાવા

ટ્રેન્ડ પ્રીન્ટર્સ

સ્વદેશી મીલ્સ એસ્ટેટ

ગીરગામ, મુંબઈ—૪



શ્રીમાન કેશવભાઈ કે. નાયક
પ્રમુખ શ્રી મ. સ. ગુજરાતી સભા

મદ્રાસના

સાહસિક વેપારી, પ્રગતિમાન ઉદ્યોગપતિ,

સાહિત્યના અને કેળવણીના પ્રોત્સાહક,

મદ્રાસના શ્રી ગુજરાતી મંડળના પ્રમુખ,

વિનયશીલ ને ઉદારચરિત

શ્રીમાન કેશવભાઇ ક. શાહને

આભાર સાથે

અર્પણ

અરદેશર ફરામજી ખબરદાર

# પ્રસ્તાવના

ગુજરાતી વાચકોના હસ્તમાં આ મારાં છેલ્લામાં છેલ્લાં ભજન-કીર્તન કાવ્યોનો સંગ્રહ મૂકતાં હું સંતોષ અનુભવું છું કે દસ વર્ષ ઉપર થયાં આર્યોના જૂના ધાર્મિક ગ્રંથોના સંશોધનકાર્યમાં અને તેઓના અનુવાદમાં હું ગૂંથાયેલો હોવા છતાં મારી જન્મભર જડાયેલી કવિતા મારાથી છૂટી પડતી નથી. ગયા અકટોબર ૧૯૫૧માં કેટલીક કૌટુંબિક ઉપાધિઓને લીધે મારે મુંબઈ છોડી પાછું મદ્રાસ આવીને રહેવા પડ્યું, અને આખું વર્ષ મારાં પત્નીની ને મારી પુત્રીની સખત બિમારીમાં અટવાઈ ગયા છતાં પ્રભુએ મારો અંતરપ્રકાશ તો તેવો જ રાખ્યો હતો, અને ગયા આગસ્ટ–સપ્ટેમ્બર ૧૯૫૨ના બે મહાદુઃખભર્યા માસોમાં આ નવાં ૭૫ કીર્તનો લખાયાં, તેમાં પ્રભુની જ મહેર હતી. ગુજરાતને આ નવાં કીર્તનો તેનો કાલજૂનો કંઈક પણ આનંદ આપશે, તો હું કૃતકૃત્ય થઈશ.

કવિતાસહિત્યના નવ રસ ઉપરાંત ભક્તિનો પણ દસમો રસ ગણાય છે, અને માનવજીવનને તેના સતત આંદોલનમાં પાછી સમતોલતા લાવવામાં તે મુખ્ય ભાવ ભજવે છે જીવનને ગમે તે રસમાં બહલાવો, પણ પ્રભુરસની વાત કાંઈ ઓર જ છે. અંતરના કોઈક અલૌકિક આનંદમાં માનવીને તે તલ્લીન કરી શકે છે, અને ઘડીભર તે માનવજીવનની કડવાશને પણ ભુલાવે છે. સસારની ઉપાધિઓમા માનવહૈયું કોઈક વેળા ખાલી થઈ ગયેલુ જેવુ લાગે છે, ત્યારે પ્રભુભક્તિનાં અમૃત તેને પાછું રસથી ભરી દે છે, અને આવેલી ઉપાધિઓ સહેવામાં અને જીવનમાં પાછી કાંઈક સ્થિરતા લાવવામા તે સહાય કરે છે. આપણી ગુજરાતી ભાષામાં તો સદીઓ થઈ નાના મોટા કવિઓએ અને સાધુજનોએ ભજનકીર્તન આપવામાં ને કરવામાં પોતાના કવિજીવનનું સાર્થક માન્યું છે, અને એ પરંપરામાં મારા હૃદયનો પણ આ રણકારો પુરાતો આવ્યો છે, અને ભજનિકા, કલ્યાણિકા અને નંદનિકા પછી આ કીર્તનિકાએ

એ પરંપરા છેવટ સુધી જાળવી રાખી છે. ગુજરાતે ને ભારતદેશે સ્વરાજ્ય મેળવ્યું તેનું સુખ તો જ્યારે મળવાનું હશે ત્યારે મળશે, પણ આ આત્મરાજ્યનો આનંદ તો તે ગમે તે કાળે ભોગવી શકે છે. પ્રભુ વિના આ વિશ્વ ઊગતું કે ખીલતું નથી, તો પ્રભુનાં ભજનકીર્તનના રસ વગર તે રહી શકતું નથી. પ્રભુની પ્રેરણા પામેલા કવિઓ તો એ ગાયા જ કરવાના ,અને પ્રભુભક્તિના રસિયાઓ એનો રસ માણતા જ રહેવાના.

સ્વરાજ્યનો લાભ લેનારાઓએ પ્રભુને પોતાના હૃદયમાં રાખવાને બદલે તેને કબાટમાં બંધ કરી દીધો છે, એમ શું સજ્જનોને નથી લાગતું ? પ્રભુ કરો કે આવાં કીર્તનો પર તેમની દૃષ્ટિ પાછી ફરે ને તેની પ્રેરણા લઈને પ્રભુને પાછા કબાટમાંથી બહાર કાઢીને હૃદયમાં કે સાથે રાખે, અને પ્રભુમય જીવન માણીને પોતાનું તેમજ દેશનું કલ્યાણ કરે ! અસ્તુ !

મદ્રાસ, ૪,         અરદેશર ફરામજી ખબરદાર
તા ૧ લી મે ૧૯૫૩



પૃષ્ઠ

# સૂચિ

## ( પહેલી લીટીની )

# કીર્તનિકા

—++++—

## અર્પણની માળા

(રાગ કાફી–તાલ લાવણી)

મૂકું મારી ફૂલમાળ,
 ચરણે તારે, મૂકું પ્રભુ! આ મુજ માળ!
ફૂલે લચી ગઈ ઉરડાળ :
 ચરણે તારે, મૂકું પ્રભુ! આ મુજ માળ!

ઉરસાગર ગયા ફરી ઉભરાઈ,
 ગઈ છલકાઈ તેની પાળ ;
મોતીની માળા ભરતી ઊર્મિઓ આવે :
 લે, લે, પ્રભુ! એ મોતીમાળ!—
 ચરણે તારે, મૂકું પ્રભુ! આ મુજ માળ! ૧

તારા પૂજારીગળે માળા પહેરાવી
 ભક્તો બિછાવે નિજ જાળ ;
તારે જ માટે એ સૌ માળા હું ધારું :
 લે, લે, પ્રભુ! એ જયમાળ!—
 ચરણે તારે, મૂકું પ્રભુ! આ મુજ માળ! ૨

પળપળ નામ તારું જપતો રહું વહાલે,
જાણું ન કોણ થયો કાળ;
મારી રસનાના શબ્દો જામ્યા અંબરશા :
લે, પ્રભુ ! એ જપમાળ !–
ચરણે તારે, મૂકું પ્રભુ ! આ મુજ માળ !

આવ્યા મારા હૃદયના કિનારા ભરતા
જીવનદુઃખના જુવાળ ;
ઊડી છોળો ને મારી આંખો રહી ઊભરી :
લે, લે, પ્રભુ ! એ આંસુમાળ !–
ચરણે તારે, મૂકું પ્રભુ ! આ મુજ માળ ! ૪

આત્માના તારો મારા ખેંચીને ગૂંથી
તારાથી મોંઘી ને વિશાળ
મારી આ માળા ઉરજ્યોતિની અરપું :
લે, લે, પ્રભુ ! એ ઉરમાળ !–
ચરણે તારે, મૂકું પ્રભુ ! આ મુજ માળ ! ૫

## પ્રભુગાન

(રાગ કાફી–તાલ લાવણી)*

ગાન સદા તુજ ગાઉં રે,
હો પ્રભુ પ્યારા !
ગાન સદા તુજ ગાઉં !–

જે રસનાએ રસરસ ઝરતી
વાણી તેં દીધી અમી ભરતી,
તેને તુજશું ગૂંથી જાઉં, જાઉં, જાઉં રે !
હો પ્રભુ પ્યારા !
ગાન સદા તુજ ગાઉં !–ગાન૦ ૧

મહાસાગર તુજ ગાન ગજાવે,
ગરજી મેઘ સુનૃત્ય ચલાવે;
હું પણ તુજ ગાને ધાઉં, ધાઉં, ધાઉં રે !
હો પ્રભુ પ્યારા !
ગાન સદા તુજ ગાઉં !–ગાન૦ ૨

* દાસ પરે દયા લાવો રે,– એ રાહ.

નભમંડળ તુજ ગાને ઘૂમે,
વાયુવીણાના તાર ઝઝૂમે;
સુણજે મુજ વેણુ ય વાઉં, વાઉં, વાઉં રે !
હો પ્રભુ પ્યારા!
ગાન સદા તુજ ગાઉં !—ગાન૦ ૧

## માલિકની મહેર

( રાગ ભૈરવી–તાલ ત્રિતાલ )

માલિક ! મહેર ઉતારો,
  અમો પર, માલિક ! મહેર ઉતારો !–

સૂર્યપ્રભા ને ચંદ્રસુધાની
  ઊતરે નિત રસધારો :
એક જ ધાર તમારી ઉતારી
  ભરી દ્યો અમ ઉરક્યારો!
  અમો પર, માલિક ! મહેર ઉતારો ! 1

તાપે તપીને તૃષાતુર પૃથ્વી
  ખખડાવે મેઘદ્વારો :
ઝાળ જગતની ખૂબ દઝાડે ;–
  અમ ઉર શીત પ્રસારો !
  અમો પર, માલિક ! મહેર ઉતારો ! 2

ફૂલફૂલથી તમ બાગ ખીલ્યો આ—
રંગ સુગંધ વિહારો :
એક જ ફૂલ અમર દ્યો અમને,
હાથ દીપે અમ ન્યારો !
અમો પર, માલિક ! મહેર ઉતારો ! ૩

તમ અમીદૃષ્ટિ થકી પલટે અમ
જીવનસાગર ખારો :
અદલ તમે બાજુમાં રહો ઊભા તો
ભાગે શત્રુ હજારો.
અમો પર, માલિક ! મહેર ઉતારો ! ૪

## અર્પણનાં કુસુમો

(રાગ કાફી – તાલ ત્રિતાલ)

તન મન અર્પણ તુજને, નાથ !
તું દુઃખભંજન, જીવનરંજન,
તું અમ સંતત
તન મન અર્પણ તુજને, નાથ !—

ભવસાગરની ગાગર કરતો,
આભ લઈ થાળીમાં ભરતો,
રજનીમાંથી રવિને ઊંચકી
મૂકે દિન સંગાથ !
તન મન અર્પણ તુજને, નાથ ! 1

રંગબેરંગી ભરત ભરે તું,–
ચિત્રવિચિત્ર કળા ચીતરે તું;
ભૂંસી નાખે સર્વ ફરી ત્યાં—
અદ્ભુત શો
તન મન અર્પણ તુજને, નાથ ! 2

માનવ સઘળું ઊડતું દેખે,
નહીં હરીકામ કશુંયે પેખે,
તોય રહે ગૂંચવાઈ કિરણુથો
મોહતિમિરની બાથ !
તન મન અર્પણ તુજને, નાથ ! ૩

તુજ ચરણે શરણે હું આવ્યો,
મુજ કવિજીવનકુસુમો લાવ્યો :
પળપળ મનભર કરતો રહું તુજ
અણુગણુ ગુણુની ગાથ !
તન મન અર્પણ તુજને, નાથ ! ૪

## પ્રભુજનનો પ્રેમ

( રાગ ધનાશ્રી–તાલ લાવણી )

પ્રભુ ! તું મારો રે,
લાખ કરોડો બીજા છતાં પણ હું તો છું જ તારો !
પ્રભુ ! તું મારો રે !–

અગણિત તારા તગતગતા નભ
રજનીકેશ સુહાવે ;
પણ રજનીમાં ચંદ્ર અનેરી
જ્યોતિસુધા રેલાવે :
પ્રભુ ! તું મારો રે ! ૧

મહાસાગર કે કુમુદિની નાની
ચંદ્ર ઊગે ત્યાં ખીલે ;
પણ ચંદ્રની રૂપલા ચાંદની તો
રજની હૃદયભર ઝીલે :
પ્રભુ ! તું મારો રે ! ૨

તારે તો છે ભક્ત ઘણા પણ
તું જ એક છે મારો ;
તું ચાહે તો તુજ છોરુનો
ગજવે પ્રેમતુકારો :
પ્રભુ ! તું મારો રે! ૩

તુજને જીવનભર મેં ચાહ્યો,
રાખ્યો મુજ અંતરમાં ;
તું જો મારો હોત ન તો ક્યાં
ડૂબત ભવસાગરમાં !
પ્રભુ ! તું મારો રે! ૪

જ્યાં જોઉં ત્યાં તું છે મુજ પાસે,
તુજ વિણ જીવન ખાલી :
તું છે તો આ જગલીલા છે,
અદલ અવર મદ હાલી !
પ્રભુ ! તું મારો રે ! ૫

## સૌથી ન્યારો

( રાગ ભૈરવી – તાલ ત્રિતાલ ને દીપચંદી )

નાથ તો સૌથી છે ન્યારો રે,
મારો નાથ તો સૌથી છે ન્યારો:
એવો કોઈ નથી જગે પ્યારો રે,
મારો નાથ તો સૌથી છે ન્યારો !–

હું બાળ નીચે જઉં પડી ત્યાં હાથ એનો આવતો,
માંડું હું ખાવા તે પ્રથમ પય એ મને પીવડાવતો;
ફૂલડાં, પતંગો ને પરીઓ સહુ મને ખેલાવતો,
હું ચાહું એને તે પ્રથમ એ પ્રેમ અવર કરાવતો,
હું ધારું એને તે પ્રથમ મુજ ઉર કદમ પધરાવતો !

એ તો મારા ઉરનો ધબકારો રે,
મારો નાથ તો સૌથી છે ન્યારો !
એને પળપળ અંતર ધારો રે–
એવો કોઈ નથી જગે પ્યારો !–
મારો નાથ તો સૌથી છે ન્યારો રે !

## મારી ઝોળી

(રાગ કાફી – તાલ ત્રિતલ)

મારી ઝોળીને ભરી દેજો રે હો નાથ, હવે !
મારી જીવનપીડ હરી લેજો રે હો નાથ, હવે !–
મારી ઝોળીને ૦

આભ આભ રહ્યો ઘૂમી, બહુ રહ્યો હું ઝઝૂમી,
બધે દીઠી તમ ભૂમિ ખણખણતી ;
લચે વાડી તમ ઝૂમી, ફૂલે ફૂલ સ્હેતાં ચૂમી,
ડાળે ડાળ ફળો લૂમી ઠણઠણતી :
આજ તમારી ભરભર મહેરે, અમીમય લહેરે,
વહેજો રે હો નાથ, હવે !
મારી ઝોળીને ભરી દેજો રે હો નાથ, હવે ! ૧

રમ્યો પાછી હારી બાજી, પામ્યો જીત નહીં ઝાઝી,
મારી આશા ઊડી દાઝી ચણચણતી ;
જગે રહ્યો ભલે ગાજી, થયો ચપટીમાં રાજી,
છો આ દુન્યા દ્વેષ આંજી છણછણતી !
આજ તમારી બરકત નીતરી છલછલ ઊતરી
રહેજો રે હો નાથ, હવે !
મારી ઝોળીને ભરી દેજો રે હો નાથ, હવે ! ૨

## જીવનધારણ

(રાગ જિલ્લા–ઝિંઝોટી-ત્રિતાલ)

હરિ! તું વિણુ અહીં કોઈ ન મારું,
પળપળ નામ પુકારું રે !–

સાગર ઊકળે, ધરણી ઊકળે,
ઊકળે નભ આ તારું રે;
હૈયું આ મારું નિશદિન ઊકળે–
તું વિણુ જગ છે ખારું રે!–
હરિ! તું વિણુ અહીં૦ ૧

ફૂલમા ફૂલની ફોરમ ન મળે,
શૂળશું ઊગે સવારુ રે;
વાદળઘેરી રજની કાળી,
જ્યોતિ વિના અધારું રે!–
હરિ! તું વિણુ અહીં૦ ૨

વિશ્વે વિધવિધ લીલા લસતી,
તે તુજથી જ વિચારું રે;
આત્મવિનાનું શબ શું લાગે
તેજહીણું ગોઝારું રે:
હરિ! તું વિણ અહીં૦ ૩

જીવનનાવતણુ અમ તું વિણ
ક્યાં રહે બંદર આરું રે?
હરિ! તું વિણ આ દુઃખદરિયામાં
ધારણ અદલ શું ધારું રે?–

હરિ! તું વિણ અહીં કોઈ ન મારુ,
પળપળ નામ પુકારુ રે! ૪

## પ્રભુદર્શન

(રાગ ધનાશ્રી – તાલ લાવણી)

પ્રભુ! ક્યાં મળશે રે?
પળપળ તુજને મળવા ઝંખું, આશ ન શું ફળશે? —

સૂર્ય શશી તારામાં તગતાં
તેજ નિહાળું તારાં;
જગ પાછળ તું રહે ભરાઈ,
અમ અંતર અંધારાં. –
પ્રભુ! ક્યાં મળશે રે? ૦ ૧

જ્યાં જ્યાં તુજને ધારું છુપાતો,
ત્યાં ત્યાં રહું દૃગ માંડી;
દૂર દિગંતે વ્યોમતણી છત
આવી પડે ત્યાં આડી! –
પ્રભુ! ક્યાં મળશે રે? ૦ ૨

જીવન ખૂટવા આવ્યું અંતે,
કાળ પધાર્યો લૂંટવા:
તુજ દર્શનની પ્યાસી મોંઘી
અંતર કળીને ચૂંટવા.–
પ્રભુ! ક્યાં મળશે રે? ૦ ૩

આંખતણી કીકીઓ મારી
ઊતરી ગઈ ઉરકૂપે:
પ્રભુ! તુજ જ્યોતતણાં દર્શન મેં
કીધાં અદ્‌ભુત રૂપે.–
પ્રભુ! ક્યાં મળશે રે? ૦ ૪

તું અંતર્યામીને મળવા
બહાર સદા હું ઘૂમ્યો!
અદલ મળ્યો અંતરમાં, પ્રભુ! ત્યાં
કર તુજ ગ્રહી મેં ચૂમ્યો!–

પ્રભુ! ક્યાં મળશે રે?
પળપળ તુજને મળવા ઝંખું: ક્યાં તું હવે પળશે! ૫

# દિવ્ય દિગંત

( રાગ ભૈરવી – તાલ ત્રિતાલ ) *

દિવ્ય દિગંત ઉઘાડો ,
હો પ્રભુજી ! દિવ્ય દિગંત ઉઘાડો !
દિશદિશના પડદા ઉપાડો ,
હો પ્રભુજી ! દિવ્ય દિગંત ઉઘાડો !

કંઈ કંઈ યુગથી ઝંખી રહ્યાં પણ
ઊપડે ન પડદો એ આડો ;
વિશ્વરહસ્ય જે ઢાંકી છે રાખ્યું ,
તેને ખોલીને દેખાડો !
હો પ્રભુજી ! દિવ્ય દિગંત ઉઘાડો ! ૧

રાખ્યું અમર કલ્પવૃક્ષ છુપાવી
ભીડી દિગંત કમાડો ;
ચાખવા ફળ ન મળે અમને કદી
એવું શું છૂપું સંતાડો ?
હો પ્રભુજી ! દિવ્ય દિગંત ઉઘાડો ! ૨

---

* મંગળ મંદિર ખોલો, દયામય – એ રાહ.

અદ્દભુત રંગોના તંબુ ઠોકી ભરે
સંધ્યા ઉષા નિજ અખાડો ;
દેવો ને યક્ષોના ખેલ ચલે તે
જોવા અમને શેં ના પાડો ?
હો પ્રભુજી ! દિવ્ય દિગંત ઉઘાડો ! ૩

અમને આ નિશ્ચલીલામાં જ ગૂંચવીને
રાખો છો રાત ને દહાડો ;
સુંદર ને ભવ્ય તમારી કૃપાના
મર્મો અમને ય શિખાડો !
હો પ્રભુજી ! દિવ્ય દિગંત ઉઘાડો ! ૪

સૂર્ય ને ચંદ્રનાં તાળાં વળી શું
બંધ દિગંતે લગાડ્યા ?
અંદર દિગંત એ ફોડીને આવવાં
આંખે નવકિરણ ટગાડ્યા !
હો પ્રભુજી ! દિવ્ય દિગંત ઉઘાડો ! ૫

## પેગમ્બર અષો જરથુશ્ત્ર

( રાગ માઢ – તાલ હીંચ ) *

જગનાં દુઃખને હરનારા રે
અષો જરથુશ્ત્ર પેગમ્બર પ્યારા!
સદ્‌જ્ઞાને અમ ઉર ભરનારા રે
અષો જરથુશ્ત્ર પેગમ્બર પ્યારા!

દુનિયાનાં દુઃખ તું જોઈને દાઝયો,
દીઠા તેં પંથ તેના ન્યારા;
તેં તો અનુભવ્યો ખરો માર્ગ અહુરાનો,
દીધા તેં દેવોને પડકારા રે!
અષો જરથુશ્ત્ર પેગમ્બર પ્યારા! ૧

તારા તે શબ્દો શું જડ્યા "ગાથા"માં કે
મળ્યા ત્યાં આભના તારા?
તારી તે વાણીના ભેદી છે અર્થો કે
ઊતરે મઝ્દાની રસધારા રે?
અષો જરથુશ્ત્ર પેગમ્બર પ્યારા! ૨

---

* મન મથાના કરનારા રે ૦ – એ ગીતની રાહ.
શ્રી નવસારીમાં ગુજરાતી સાહિત્ય પરિષદના ૧૮મા સંમેલન વેળાએ ગવાયેલું, ડીસેમ્બર ૧૯૫૨

પાળ્યા તેં સંયમ ને પાળી પવિત્રતા ,
બાંધ્યા અષોઈના ઓવારા ;
સાચો પેગમ્બર તું મઝ્દા અહુરાનો ,
ઉદ્ધાર્યા આત્મા અમારા રે !
અષો જરથુસ્ત્ર પેગમ્બર પ્યારા! ૩

તારા બતાવ્યા પંથે અમે સૌ જઈશું ને
ઝીલશું "ગાથા"ના ઝગારા :
નવ નવ હજાર વર્ષે હજી તું જીવે :
રહીએ અદલ સદા તારા રે !
અષો જરથુસ્ત્ર પેગમ્બર પ્યારા! ૪

# ભજનિયાં કેમ કરિયે ?

( મોકયો પણઘટ રસિયા રાજ, પાણીડાં કેમ ભરિયે ? )

મારી ઝોળી લૂંટાઈ ગઈ આજ રે : ભજનિયાં કેમ કરિયે ?
મારાં ખોવાયાં છે કરતાલ, ભજનિયાં કેમ કરિયે ?
એવો આવ્યો કોણ અરિ મુજ આતમનો, ભજનિયાં કેમ કરિયે ?
મારાં લૂંટી ગયો ધનમાલ : ભજનિયાં કેમ કરિયે ? ૧

દુનિયાને પ્રભુ નહીં જોઈએ, ભજનિયાં કેમ કરિયે ?
નહીં ભજન કીર્તનના બોજ : ભજનિયાં કેમ કરિયે ?
દુનિયા તો દોલત પૂજતી, ભજનિયાં કેમ કરિયે ?
વાડી ગાડી ને લાડીની મોજ : ભજનિયાં કેમ કરિયે ? ૨

દોડે નોકર ચાકર ચોદિશે, ભજનિયાં કેમ કરિયે ?
દીવા ઝુમ્મરની ઝાકમઝોળ : ભજનિયાં કેમ કરિયે ?
ચાલે ઝડી ગાયન ને નૃત્યની, ભજનિયાં કેમ કરિયે ?
ખાવા પીવાની છાકમછોળ : ભજનિયાં કેમ કરિયે ? ૩

બાપુ ! મુલક એ નહીં કંઈ આપણો, ભજનિયાં કેમ કરિયે ?
ચાલો, ઊઠો મારા ભગવાન ! ભજનિયાં કેમ કરિયે ?
અહીં કેમ નિરાંતે બેસિયે ? ભજનિયાં કેમ કરિયે ?
એ ન જાણે અદલ કલ્યાણ ! ભજનિયાં કેમ કરિયે ? ૪

# અદીઠો—મીઠો

( રાગ જોગી આશાવરી – ત્રિતાલ )

ઉપર બેઠો કોણ અદીઠો,
સૌનો મીઠો, મીઠો, મીઠો ? —(ધ્રુવ)

અલકમલકની દુનિયા દમકે,
અલકમલકનાં પ્રાણી ;
છલક છલકતા રસસાગર ત્યાં
પલક પલકની લહાણી.—
ઉપર બેઠો કોણ અદીઠો ૧

ખારા સાગરમાંથી મીઠાં
જળ નભમાંય ચઢાવ્યાં ;
કાદવ ખદતી ભૂમિ વિષેથી
અન્ન વિવિધ ઉપજાવ્યાં.—
ઉપર બેઠો કોણ અદીઠો. ૨

જીવન આપ્યું, યૌવન આપ્યું,
આપ્યું તન મન મોંઘું;
સકળ સમૃદ્ધિ ઝૂકી રહી સામે,
ત્યાં સૌ લાગ્યું સોંઘું.—
ઉપર બેઠો કોણ અદીઠો. ૩

જગની દોલત વાવરી દીધી,
દિલની દોલત ખૂટી:
નહીં કો પાછી લાવી દે જે
લૂંટનારે લીધ લૂંટી—
ઉપર બેઠો કોણ અદીઠો. ૪

ફૂલપાન ખરતાં રહે તોપણ
વૃક્ષ રહે ફરી ફાલી:
જીવનરસ રહે પ્રભુમીઠો ત્યાં
લસે જીવનની લાલી.—
ઉપર બેઠો કોણ અદીઠો. ૫

જડની જડતા જાય ભલે પણ
રાખે ચેતન ઝળતું!
થાય અદીઠો ઉરદીઠો ત્યાં
અકલ જીવન ધન ફળતું!—
ઉપર બેઠો કોણ અદીઠો,
સૌનો મીઠો, મીઠો, મીઠો! ૬

# સાહેબનું સરનામું

(રાગ આસાવરી-તાલ ત્રિતાલ)

કોઈને મળ્યું હોય તો દેજો મારા સાહેબનું સરનામું !
પૂછી પૂછી હું તો થાક્યો, લોક જુએ ઉલટું મુજ સામું !-કોઈને

પૂછ્યુ જઈને પંડિતોને —
બ્રાહ્મણ ને દસ્તૂરો :
સૌ કો ટગટગ નિરખી રહેતા —
હું ગૂંચવાતો પૂરો !
મુજને કોઈ કહે જો આટલું, તો હું તેને રોજ પ્રણામું :
કોઈને મળ્યુ હોય તો દેજો મારા સાહેબનું સરનામું !

પત્રો કંઈ કંઈ લખીને નાખ્યા
સ્વર્ગતણે સરનામે :
પણ ઉત્તર એકે નહીં આવ્યો —
પડ્યા હશે જ કઠામે !
નહીં સરકારે કે દરબારે પણ કો ઠેકાણું હું પામું !
કોઈને મળ્યું હોય તો દેજો મારા સાહેબનું સરનામું !

સાહેબની સહુ વાત કરે ને
નામ ધરે મુખ એનું.
નહીં કોઈએ સાહેબને દીઠો,
કે ઘર કયાં છે તેનું!
જ્ઞાની, જોગી, સાધુ, તપસ્વી! તમને કરું અનેક સલામું!
કોઈને મળ્યું હોય તો દેજો મારા સાહેબનું સરનામું! ૩

સાહેબ તો નિજ સ્વર્ગ વસે, તે
સ્વર્ગ જ કોણે દીઠું?
કલ્પનમાં કે સ્વપ્ને પણ એ
ધામ ન જોયું મીઠું!
નહીં કો આપે એ સરનામું અદલ ત્યાં છે બધું જ્ઞાન નકામું!
કોઈને મળ્યું હોય તો દેજો મારા સાહેબનું સરનામું! ૪

## ઓળા

(ગરબી) *

હું તો રોજ રોજ ઝંખું એના રાહ, હો સંતજી !
કોણ રે બતાવે પ્રભુદ્વાર જો ?
મારે ઉંડે ઉંડે હૈયે ઉઠે આહ, હો સંતજી !
ક્યારે જોઈશ પ્રભુના હું દિદાર જો ?
હું તો રોજ રોજ ઝંખું ૦ ૧

ગયાં મીઠાં મીઠાં સ્વપ્ન મુજ ભૂંસાઈ, હો સંતજી !
સામે ઊભાં ધરે કોરાં આભ જો :
ગયાં મોંઘાં મોંઘાં ફૂલ મુજ ચૂંટાઈ, હો સંતજી !
પાસે ખાલી પડી મારી છાબ જો !
હું તો રોજ રોજ ઝંખું ૦ ૨

મેં તો ઠામ ઠામ વેર્યાં મારા સ્નેહ, હો સંતજી !
તોય કેમ પામ્યો ઝેરી દ્વેષ જો ?
મેં તો હૈયે હૈયે પૂર્યાં અમી મેહ, હો સંતજી !
તોય કેમ ઉઠે બળતા ક્લેશ જો ?
હું તો રોજ રોજ ઝંખું ૦ ૩

---

* "મારે લાખ લાખ આંખના પ્રકાશ, હો નાથજી !"– એ "કલ્યાણિકા"માંની ગરબીની રાહ.

હું તો શ્વાસે શ્વાસે ચાહું જગકલ્યાણ, હો સંતજી !
તોય મને મારે દુષ્ટો દંત જો :
પડ્યા ઊંડા ઊંડા ઘા કૈં જાણઅજાણ, હો સંતજી !
પણ ન તૂટે મારો શ્રદ્ધાતંત જો.
હું તો રોજ રોજ ઝંખું ૦ ૪

ઓળા આવી આવી દૂર ચાલી જાય, હો સંતજી !
ક્યારે મારા નાથનાં છે દર્શ જો ?
આંખો ખૂલી ખૂલી પાછી બંધ થાય, હો સંતજી !
ક્યારે પામું અદલ મિલન હર્ષ જો ?
હું તો રોજ રોજ ઝંખું ૦ ૫

# પ્રભુની ધૂન

(રાગ પીલુ—તાલ દીપચંદી) *

તનમનના તારા તાર ન ગુંજે,
ઓ રે અભાગી! તું ભમતો ક્યાં કુંજે? —તનમનના.

આ રે લીલા બધી પ્રભુની છે છાઈ,
એકથી એક રહી છે સવાઈ! —તનમનના.

આંખો આ તારી તે ક્યાં જઈ ઠરતી?
મોતી તજીને ચણોઠી શી ચરતી? —તનમનના.

મધુર મધુર કરે કલરવ પંખી,
તારી સિતાર શું ન ઝડપે તે ઝંખી?—તનમનના.

કર્ણે રહ્યા પણ પથ્થરકોર્યા,
હાથ રહ્યા પણ અપરસબોર્યા.—તનમનના.

ફૂટે સિતાર કે તાર એ તૂટે:
પ્રભુધૂન વિણ રંગ અદલ શું લૂંટે!—તનમનના

* "ઇસ તન ધનકી કૌન બડાઈ,"—એ ઢાળ.

## ભજન

( ૫૬ ) *

ભજી લ્યો, ભજી લ્યો પ્રભુને, ભવનાં ભૂલ્યાં ભાંડુડાં હો !
ભજી લ્યો, ભજી લ્યો હજી ભાવે હોજી !
મોંઘો આ માનવજન્મ પ્રભુમહેરે મળ્યો તમને,
મોંઘો એ પ્રસંગ ફરી નવ આવે હોજી !
ભજી લ્યો, ભજી લ્યો પ્રભુને ! ૧

સૂર્ય ઊગે ને ત્યાં સાથે દિવસના પ્રકાશ રેલે,
ખલક બધી આ ચોગમ ખીલે હોજી :
ઉષા ને સંધ્યાનાં દ્વારો આભમાં રંગાતાં રંગે
પૃથ્વી માટે સૂર્યસમૃદ્ધિ ઝીલે હોજી !
ભજી લ્યો, ભજી લ્યો પ્રભુને ! ૨

પાવન આ પ્રકાશ ઉરે ઝીલીને સંઘરી રાખો,
પુણ્યપંથે ચાલો પ્રભુની પ્રીતે હોજી !
પ્રભાતના પહોર પછી ઝળહળતો બપોર જાશે,
ને ત્યાં સાંજ પડતાં વેળા વીતે હોજી :
ભજી લ્યો, ભજી લ્યો પ્રભુને ! ૩

---

* ભૂલ્યો રે ભૂલ્યો રે રાજા સન રે ગોપીચંદ, પિયા પરદેશ ન જાના હોજી"–એ ભજનની રાહ.

સંધ્યાનાં નયનો ઢંકાતાં ધરણીની ઢંકાશે આંખો,
પથરાશે ત્યાં રજનીનાં અંધારાં હોજી;
પોપચાં ઢંકાશે ને આ જીવન યે ઢંકાશે સાથે,
પછી તો અંજાશે અંજન ન્યારાં હોજી!
ભજી લ્યો, ભજી લ્યો પ્રભુને! ૪

પ્રભુની વીણા તો વાજી રહી છે આખાયે વિશ્વે,
તારેતાર તેના ઝણઝણી ઊઠે હોજી:
ઊઠો રે, તમારી નાની સિતારી લઈને રે ઊઠો,
મેળવી દ્યો તમ સૂરો તેની પૂઠે હોજી!
ભજી લ્યો, ભજી લ્યો પ્રભુને! ૫

ભજન તો આત્મા કેરું સ્વાર્પણ છે પ્રભુપદે,
કરજો અર્પણ તનમન પ્રાણ કેરું હોજી!
ભજનનો આનંદ છે ઊંડો ને અલૌકિક એવો,
જેવું સાગર ગાતો ઊંડું ઘેરું હોજી:
ભજી લ્યો, ભજી લ્યો પ્રભુને! ૬

સાગરના ઘુઘવાટા સોમે, મેઘોના ગગડાટા વ્યોમે,
વાયુના સુસવાટા જગમાં ઘૂમતા હોજી:
પ્રભુના સ્વર્ગીય ગાન સાથે એ સૌ પૂરતા સૂરો,
ઊઠો ને ભજો સૂરે ઝઝૂમતા હોજી!
ભજી લ્યો, ભજી લ્યો પ્રભુને! ૭

પ્રભુને ભજવાને નહીં મંદિરો કો જોઈએ મોટાં,
પર્વત કે સાગર કે નદીના ઘાટો હોજી:
અંતરનું દ્વાર ખોલી તેમાં બેસી ભજો ભાવે,
પ્રભુયે બેસી મેળવશે સૂરઠાઠો હોજી!
ભજી લ્યો, ભજી લ્યો પ્રભુને! ૮

## પ્રભુપંથના પ્રવાસી

(રાગ જંગલો – દેશી) *

અમે રે પ્રવાસી પ્રભુપંથના,
એ છે માર્ગ અનંત જી;
ઉરમાં ઊંડા નાદ કંઈ ઊઠ્યો–
લીધો પ્રેમનો પંથ જી!
અમે રે પ્રવાસી પ્રભુપંથના! ૧

બંધ કીધા પોથા જ્ઞાનના,
અમને ગૂંચવ્યા અપાર જી:
જીવન આવ્યું રે ખૂટવા,
પણ નહીં પામ્યા કંઈ સાર જી:
અમે રે પ્રવાસી પ્રભુપંથના! ૨

વાંચી વાંચી આંખો ઝાંખી થઈ,
સૂણતાં સૂના રે કાન જી:
પાણી યે પીવા ન મળ્યું સ્વચ્છ કો,
ક્યાં જઈ પીવું અમીપાન જી?
અમે રે પ્રવાસી પ્રભુપંથના! ૩

* "જનની જીવો રે ગોપીચંદની,"–એ ભજન [illegible]

હવે તો પડ્યા અદ્‌ભુત વાટમાં,
જવા પ્રભુ કેરે ધામ જી;
સતનાં ભાથાં રે બાંધી લીધાં —
જઈએ અલખને ગામ જી!
અમે રે પ્રવાસી પ્રભુપંથના! ૪

કોનાં તે ભાઈ ને ભાંડુડાં,
કોનાં દારા સંતાન જી?
એ છે સૌ સ્વાર્થની શૃંખલા —
અમને ઊગ્યું એ ભાન જી!
અમે રે પ્રવાસી પ્રભુપંથના! ૫

કાંટાળા પંથ છે પ્રેમનાં,
પણ આખરે સત્ય જી:
ખાશું રે ઉઝરડા રુધિરભર્યા,
નહીં ચૂકશું સત્કૃત્ય જી!
અમે રે પ્રવાસી પ્રભુપંથના! ૬

તમે રે ઊડો ભલે આભમાં,
અમે છોડ્યાં એ દૂર જી:
છે અમ પંથ તો પ્રેમના,
ખૂંદે તે કોક શૂર જી!
અમે રે પ્રવાસી પ્રભુપંથના! ૭

તમે સૌ મોટેરા આ જગતના ,
અમે તરણા સમ તુચ્છ જી :
તમને સોનૈયાનાં સોણલાં ,
અમને પ્રભુપ્રેમ ગુચ્છ જી !
અમે રે પ્રવાસી પ્રભુપંથના ! ૮

અમે રે પીશું વિષપાનને ,
ખાશું જગતના બોલ જી :
અદલ અનંતના પંથમાં
છે શું પ્રભુપ્રેમ તોલ જી ?
અમે રે પ્રવાસી પ્રભુપંથના ! ૯

## પ્રભુના પુણ્યપંથ

( ગરબી–રાગ દેશ ) *

પુણ્યપથે પરવરવા જન સૌને સમજાવજો રે !
સંતો ! આવજો રે !—

પ્રભુના પંથ નથી કંઈ સસ્તા ,
કાંટાળા એ છે સહુ રસ્તા ;
ઉરને કારી કસતા તોય ઝુકાવજો રે !
સંતો ! આવજો રે ! ૧

પળપળ ખાડા ટિંબા આવે ,
ડગડગ પગ લપસી અકળાવે ,
મન મૂંઝાવે તોય ન આત્મ ડગાવજો રે !
સંતો ! આવજો રે ! ૨

એ પથમાં નહીં મોજમજા કો ,
રાજવિભવની છે ન ધજા કો ,
ભયનો થાય ધડાકો તોય ધપાવજો રે !
સંતો ! આવજો રે ! ૩

---

* "કામણ દીસે છે અલબેલા તારી આંખમાં રે," –એ રાહ.

દુઃખનાં ઝાડ ભલે શિર તૂટે,
આશતણાં બુદ્દબુદ સહુ ફૂટે;
ખૂટે બળ પણ ધૈર્ય ન લેશ ચળાવજો રે!
સંતો! આવજો રે! ૪

મોહકળા મોહિનીની ચાલે,
ભુરકી નાખીને કર ઝાલે;
ઉર સપડતું જાળે સદ્ય બચાવજો રે!
સંતો! આવજો રે! ૫

ઉરસંયમના સાબૂત કિલ્લા
દૃઢ રક્ષે જીવનના જિલ્લા,
ઢીલા ઢચુપચુ બની મન ના અકળાવજો રે!
સંતો! આવજો રે! ૬

દૃષ્ટિ ઠરે રવિસોમ દિગંતે,
પુણ્યપથે પ્રભુ મળશે અંતે;
તંતેતંત તૂટે પણ અદલ નિભાવજો રે!
સંતો! આવજો રે! ૭

પુણ્યપથે પરવરવા જન સૌને બોલાવજો રે!
સંતો! આવજો રે!

## સાહેબની ઓથે

( ૫૬ ) *

મારો સાહેબ મને કદી ન છોડે રે,
છાતી સરસો જે સદા રાખે રે;
અમૃતગંગા જેવો વળગી રહું એને રે,
હું તે ક્યાં રહું એની પાખે રે ?–
મારો સાહેબ મને કદી ન છોડે રે. ૧

અંગેઅંગથી તારા ફૂટે ગંગાજીને રે
શબ્દો તેવા ફૂટે મુખ મારે રે;
નાદ વિધેથી જેવી જ્યોતિ ઝબૂકી રે,
તેવા શું શબ્દો એ ન ઝગારે રે ?–
મારો સાહેબ મને કદી ન છોડે રે. ૨

મારો સાહેબ મને પાસે બેસાડી રે
ઘૂટાવે બારાખડી તારાની રે;
લખુ લખું ને નીચે સરતા રહે અક્ષરો રે,
માળા બનતી ત્યાં આંસુધારાની રે !–
મારો સાહેબ મને કદી ન છોડે રે. ૩

* "મનને ચઢાવી મેલ્યું ચાકડે રે"–એ ભજનની રાહ.

વાદળનાં ગર્જન ભરીને મારા શબ્દોમાં રે
કદી તેવા ગગડાટ કરાવે રે;
કે મારી દિશદિશ ઊડતી કલ્પનામાં રે
વીજના ઝબૂકા તે ભરાવે રે!–
મારો સાહેબ મને કદી ન છોડે રે. ૪

ઊગતી ઉષાના કે તે નમતી સંધ્યાના રે
રંગેરંગ મારા ભાવે ભરતો રે;
અણુગણુ તારા જેવા ઝળતા વિચારો રે
મારી ઉરછાબે ભર્યા કરતો રે!–
મારો સાહેબ મને કદી ન છોડે રે! ૫

આકાશી દેવો ઊતરે પૃથ્વીને આંગણે રે,
તો હું પૃથ્વીજન ચડું વ્યોમે રે:
કોડીના માનવને ત્યાં ચઢાવ્યો સાહેબે રે
હાથ ઉતારી નિજ આ લોમે રે!–
મારો સાહેબ મને કદી ન છોડે રે. ૬

કોડીની કિંમત ત્યાં નહીં પૃથ્વીગણનાની રે,
સાહેબની કીધી કિંમત સાચી રે:
અદલ આ દુનિયા ભટકે ભમતી અંધારામાં રે,
એ તો રહે બદીમાં જ રાચી રે!–
મારો સાહેબ મને કદી ન છોડે રે. ૭

# આંસુની માળા

( પાલવડો મારો મેલો મોહનજી )

એવી તે કેવી તારી આંસુની માળ આ
રાખે પહેરાવી તું અમારે ગળે ?
મોંઘાં અમ સ્વપ્ન સરી પડતાં સૌ આંખથી,
હૈયાં, હે નાથ! નિત્ય દાઝયાં જળે!
એવી તે કેવી તારી આંસુની માળ આ! ૧

તારાની માળ ઝૂલે રજનીના કોટમાં,
મોતીની માળ હૂલે સાગરઉરે;
આંસુની માળ તેમ પામ્યો શું માનવી
જીવન ઝબકારવા પૂરે નૂરે
એવી તે કેવી તારી આંસુની માળ આ! ૨

ઊગતી ઉષાનાં આંસુ સરકતાં પૃથ્વીમાં
ઝાકળશા તરુઓનાં પાને દીપે;
વર્ષાનાં આંસુ પડી સાગરઉદરમાં
મોંઘેરાં રત્ન બને મોતીછીપે!
એવી તે કેવી તારી આસુની માળ આ! ૩

અદ્‌ભુત છે આંસુડાંનો મહિમા આ સૃષ્ટિમાં,
અદ્‌ભુત છે આંસુડાંની ભેદી ગતિ :
આંસુમાં માનવ લે જન્મ આ પૃથ્વીમાં,
આંસુમાં મૃત્યુની યે લહાણી થતી!
એવી તે કેવી તારી આંસુની માળ આ! ૪

આંસુમાં બાળક ને લલનાનું જોર છે,
માગ્યું મેળવવાનું અસ્ત્ર જ ખરું;
આંસુમાં ઊંડી છે કરુણાની મૂર્તિ કો,
આંસુઓ દેખી કોણ જાશે પરું?
એવી તે કેવી તારી આંસુની માળ આ! ૫

નાથ! તારાં આંસુ યે છે આભકેરી થાળમાં,
તોય તું ઉગાડે દિન ઝળતો સદા!
તારી કારુણ્યકળા અમને દેખાડજે—
ઝળતો અમારો યે દિન ઊગે કદા!
એવી તે કેવી તારી આંસુની માળ આ! ૬

## ઉદ્ધાર

( રાગ ભૈરવી–તાલ દાદરો ) *

મારા તનના તારો તૂટે રે પ્રભુ ! મુજ કર ધારો !
મારી ઉરસારંગી ફૂટે રે: પ્રભુ ! પ્રાણ ઉગારો !–મારા૦

આભ થકી વરસે અગારા,
અગે ઊઠે આગ,
જીવન બળવા લાગ્યુ ભડકે,
કોઈ ન લાગે તાગ:
મારી આશ પડી શિર કૂટે રે· પ્રભુ ! મુજ કર ધારો !
મારુ ધૈર્ય હવે તો ખૂટે રે પ્રભુ ! પ્રાણ ઉગારો !
મારા તનના તારો તૂટે રે· પ્રભુ ! મુજ કર ધારો ! ૧

ફરતું વ્યોમ બન્યુ મુજ વેરી
ઠરવા દે નહિ ઠામ,
પળપળ વાદળ ઊઠી ઘેરે,
ઘોર બને ઉર શ્યામ·
મારા ઉરમા ઘન ભય ઘૂટે રે પ્રભુ ! મુજ કર ધારો !
મારી ફૂટતી કળીઓ ચૂટે રે પ્રભુ ! પ્રાણ ઉગારો !
મારા તનના તારો તૂટે રે પ્રભુ ! મુજ કર ધારો ! ૨

ખારે મેઘ પડ્યા છે તૂટી ,
વરસે મૂશળધાર ;
જળજળ રેલે જાઉં તણાતો ,
સૂઝ પડે ન લગાર :
મારું કર્મ ફરી વળી લૂંટે રે : પ્રભુ ! મુજ કર ધારો !
મારા જીવનબંધો છૂટે રે : પ્રભુ ! પ્રાણ ઉગારો !
મારા તનના તારો તૂટે રે : પ્રભુ ! મુજ કર ધારો ! ૩

અંગુલિ તમ ઊંચકાતાં એક જ
શમશે સૌ ઉત્પાત :
નાથ અદલ ! તમ મહેર થકી તો
ઝૂઝી રહું દિનરાત :
ઉરબળ મુજ કોઈ ન ઝૂંટે રે : પ્રભુ ! મુજ કર ધારો !
ક્ષણક્ષણ નવસૂર ઉર ઊઠે રે : પ્રભુ ! પ્રાણ ઉગારો !
મારા તનના તારો તૂટે રે : પ્રભુ ! મુજ કર ધારો ! ૪

## અમીનો અમીર

( રાગ બિહાગ-ત્રિતાલ )

તાત હો ! તાતાં વાગે તીર !
આભ તૂટે ત્યાં માનવીની શી
  ચાલે કો તદબીર ?–
તાત હો ! તાતાં વાગે તીર !

દુઃખના ડુંગર ઢળી પડ્યા ત્યાં
  ધારું હું કેટલી ધીર ?
અંગેઅંગ ચીરાતાં ચાલ્યાં
  દ્રૌપદીનાં જ્યમ ચીર :
તાત હો ! તાતાં વાગે તીર ! 1

જડબંધનથી છૂટવા મથું ત્યાં
  વધુ જકડે જંજીર ;
ઊડતું વ્યોમ વિમાન પડે ત્યમ
  તૂટી પડ્યાં તગદીર !
તાત હો ! તાતાં વાગે તીર ! 2

તારે પંથ સદા વહું તો પણ
આ તે શી તાસીર ?
કેમ બતાવું હું પીડ મારી–
હું કાયર કે વીર ?
તાત હો ! તાતાં વાગે તીર ! ૩

તુજ પડછાયામાં રહેનારો
હું અમીનો જ અમીર :
મારે શી પડી છે જગ સાથે ?
હું તો આતમફકીર !
તાત હો ! તાતાં વાગે તીર ! ૪

વેદનતાપે તાવી જુએ તું–
કનક ન થાય કથીર :
હું તારો જ હતો ને રહીશ જ–
અદલ ઉદધિનું નીર !
તાત હો ! તાતાં વાગે તીર ! ૫

## શેષામૃત

( રાગ માઢ–દાદરો )

મારું હૈયું આ ફાટી જાય,
હઠીલા ! આવની વેગે રે !
તું તે ક્યાં તક નમેરો થાય ?
હઠીલા ! આવની વેગે રે !–

ચોગમથી રહ્યાં ચર્મ ચૂંથાઈ,
વહી રહી રુધિરની ધાર :
દિશદિશ ભરતી આંખો રડે પણ
આવે ન દુઃખનો પાર :
હઠીલા ! આવની વેગે રે !– ૧

મોંઘેરાં બાળુડાં દૂર થયાં ને
દારા યે ગુજરી ગઈ દૂર :
મિત્રો યે છોડી ગયા તજી મુજને,
વહાલાં થયાં સહુ ક્રૂર :
હઠીલા ! આવની વેગે રે ! ૨

સર્વ ગયાં તો એ છોને ગયાં, હું તો
રાખી રહ્યો તુંમાં આશ :
તું જ રહ્યો મારો વહાલો સદાનો,
ઝંખું સદા શ્વાસે શ્વાસ !
હડીલા ! આવની વેગે રે ! ૩

વરસી વરસીને મેઘ સુકાયા,
રડી રડી આંખો સુકાઈ :
હૈયાનાં અમૃત યે ચાલ્યાં સુકાતાં–
કાલિક કરુણતા શી છાઈ !
હઠીલા ! આવની વેગે રે ! ૪

સાચવી રાખ્યાં મેં અમૃત એ મોંઘાં
તું મુજ વહાલાને કાજ :
આવ રે ! લે તુજ હાથે ઉઘાડી,
રાખ અદલ મુજ લાજ !
હઠીલા ! આવની વેગે રે ! ૫

## સુખદુઃખ

( પાલવડો મારો મેલો, મોહનજી )

માગ્યુ તે કોને કદી મળશે આ પૃથ્વીમાં ?
ત્યાગ્યું તે કોનુ છે ખોવાયુ સદા ?
જાગ્યું તે રૂપ ફરી જોશે શું સ્વપ્નનાં ?
ભાંગ્યું તે હૈયુ થશે આખું કદા ?
માગ્યું તે કોને કદી મળશે આ પૃથ્વીમાં ? ૧

પૂઠે પૂઠે દોડે એકેકની ચક્રમાં
સુખ ને દુખ તે શુ કદી સ્થિરતા ગ્રહે ?
રજની ને દિન જેવા ફરતા રહે આભમા ,
કોને કાજે તે પળ ઊભા રહે ?
માગ્યુ તે કોને કદી મળશે આ પૃથ્વીમા ? ૨

દુખની ઝડી કે વચ્ચે જ્યોતિના ફૂલ એ ?
સુખના ફુવાર કે એ જ્વાળામુખી ?
અતરની વેદના કે જીવનવિકાસ એ ?—
એવી છે સમશ્યા આ ભવની દુખી !
માગ્યુ તે કોને કદી મળશે આ પૃથ્વીમા ? ૩

દુઃખનાં દઝાડિયાં શું દુઃખોમાં જ દાઝશે,
સુખનાં સત્તવિયાં શું સુખને જ વરે?
સમયનું ચક્ર રહ્યું ફરતું આ પૃથ્વીમાં
સુખદુઃખનાં ત્રાજવાં ત્યાં ઊલટાં ઠરે!
માગ્યું તે કોને કદી મળશે આ પૃથ્વીમાં? ૪

વાદળની થપ્પીઓ આભે ચઢાવીને
આવે તોફાન ને વરસે ઝડી:
જતું તોફાન ને વિખરાતાં વાદળે
સુંદર ત્યાં મેઘધનુ હસશે ઘડી!
માગ્યું તે કોને કદી મળશે આ પૃથ્વીમાં? ૫

છપ્પન કોટિની ભેર વાગે જે મેડીમાં,
મૃત્યુનાં રુદને ત્યાં હૈયાં જળે;
જ્યોતિની સાથે જે જ્વલન છે જોડ્યું તે
વિશ્વે ન કોઈનું ચળાવ્યું ચળે!
માગ્યું તે કોને કદી મળશે આ પૃથ્વીમાં? ૬

વાયું જે વહાણુ તેની મંઘ્યા યે આવશે,
જાયું જે જગતે તે જશે મરી;
ચાહ્યું જે સ્નેહથી તે લાધ્યુ આનંદ કૈં,
ગાયું જે ગાન તે શું સ્હેશે ફરી?
માગ્યું તે કોને કદી મળશે આ પૃથ્વીમાં? ૭

## દુઃખનું પરિવર્તન

( રાગ જોગિયા–તાલ ત્રિતાલ )

દરદ મુજ હર રે,
    મારા નાથ ! પકડ મુજ કર રે !
નજર તુજ ધર રે,
    મારા નાથ ! હૃદય બળ ભર રે !–

ક્ષણક્ષણ તનમાં તણખા ઊઠે,
    પળપળ મન મૂંઝાઉં,
હૃદય બન્યું મુજ મંદિર તારું,
    તોય હું કયમ પીડાઉં ?
        દરદ મુજ હર રે ! 1

દરદદીવાનો રહ્યો સદાનો
    કોઈ જડે ન ઉપાય :
પળપળ તુજ પ્રિય નામ સમરવા
    દરદ ટૂંપે તનમાંય.
        દરદ મુજ હર રે ! 2

દરદીનું એ દરદ ન જાણે
દરદી વિણુ કો અન્ય :
સહરાનો જન શું સમજે અહીં
કેવો પડે પરજન્ય ?
દરદ મુજ હર રે ! ૩

ખીલા ઉપર સૂવું સદાનું ,
અગ્નિ ધખે ભરતેજ ,
લાખો ભાલા ભોંકે તારા–
પ્રભુજનનો એ સેજ !
દરદ મુજ હર રે ! ૪

વૈદ મળે નહીં , દરદ મટે નહીં ,
તોય ન હારે વીર :
નાથ ! હું ઝીલું રડતો–હસતો ,
તું છોડ્યો જા તીર !
દરદ મુજ હર રે ! ૫

ભલે હસે મુજ રુદન ઉપર તું
મુજ નિર્બળતા જોઈ :
અંતે હું જ હસું , પ્રભુ ! જ્યાં તું
ખોળે લઈ રહે રોઈ !
દરદ મુજ હર રે ! ૬

## સુખનાં વલખાં

( રાગ ભૈરવી–તાલ દાદરો )

તારાં દુઃખનો અંત ન આવે રે, હો જીવનદુખિયા !
તને સુખની ભૂખ ભમાવે રે, હો ભવભવ ભૂખિયા !–

સુખ સુખ કરતો તું તો સુખને
શોધી રહ્યો દિનરાત :
સુખ શું છે તે તું નહીં જાણે–
સુખ કલ્પનની વાત !
જગ તો દુઃખમાં સપડાવે રે, હો જીવનદુખિયા !
સ્વપ્ને યે સુખ ન બતાવે રે, હો ભવભવ ભૂખિયા !
તારાં દુઃખનો અંત ન આવે રે ! ૦ ૧

તાપે ટાઢે કે વરસાદે
જીવન વહેતું જાય :
તપવું, થરથરવું, ભિંજાવું–
એ જ જીવનનો ન્યાય !
સામી ભરતીએ જ્ત ભાવે રે, હો જીવનદુખિયા !
પાછા હઠતાં જીવન હઠાવે રે, હો ભવભવ ભૂખિયા !–
તારાં દુઃખનો અંત ન આવે રે ! ૨

સસારે સુખ સર્વે ચહે પણ
મળ્યે ન લે સતોષ ;
સુખ બીજાનુ ઝૂટવા જતાં
પડે દુ ખદ પ્રતિઘોષ .
નભ તારા ક્રોડ સમાવે રે, હો જીવનદુખિયા !
તુંય ત્યા નિજ પતંગ ચગાવે રે , હો ભવભવ ભૂખિયા !
તારાં દુ ખનો અંત ન આવે રે ! ૩

સુખદુ ખ છે સૌ મનનાં સ્વપ્નાં ,
જાગી જો રે પ્રાણ !
જનસેવા ને પ્રભુભક્તિમાં
છે જીવનકલ્યાણ !
સુખદુ ખ શેં મનમાં લાવે રે , હો જીવનદુખિયા !
બન્નેથી પર બન હાવે રે , હો ભવભવ ભૂખિયા !
તારા દુ ખનો અત ન આવે રે ! ૪

પરદુ ખભજન છે મનરજન ,
પરસુખઅજન ક્લેશ :
જગને જગને રાહ જવા દો–
રહો સ્થિતપ્રજ્ઞ હમેશ !
નહીં દુ ખ અદલ અકળાવે રે , હો જીવનદુખિયા !
પ્રભુશરણું સર્વ સમાવે રે , હો ભવભવ ભૂખિયા !
તારાં દુ.ખનો અત ત્યાં આવે રે ! ૫

## તારણહાર

( રાગ રામગ્રી ) *

નાથ ! હવે તો ઉગારજો ! નહીં જોયું આ જાય ;
દુઃખની કઢા ઊકળે ઘણી , બાળે ભડભડ કાય :
નાથ ! હવે તો ઉગારજો !–

દીઠું યે નહીં કદી સ્વપ્નમાં , નહીં કલ્પનામાંય ;
એવું જ્વલન ઊઠે અંતરે , કોઈ ઝાલે ન બાંય :
નાથ ! હવે તો ઉગારજો ! ૧

જ્યાં જોઉં ત્યાં ભડકા બળે , જાણે સળગ્યું રે આભ ;
નાગ સમા વાયુ ફૂંફવે , બળે મારી ઉરછાબ :
નાથ ! હવે તો ઉગારજો ! ૨

મેઘધનુ મારાં સરી પડ્યાં , સરી ગઈ અંતરની આશ ;
સધ્યાની ઝાલર ચૂંથાઈ ગઈ, મારાં ડૂબ્યાં આકાશ !
નાથ ! હવે તો ઉગારજો ! ૩

તનનાં હતાં તે તજી ગયાં , મને સંતાપી રોજ ;
પાનખરે ફૂલપાનહીણુ વૃક્ષે હાડનો બોજ :
નાથ ! હવે તો ઉગારજો ! ૪

---

* "વેદરભી વનમાં વલવલે"–એ રાહ.

મટ્ટીમાં મટ્ટીનાં બની રહ્યાં, છોડયો ચેતનનો પંથ;
દંભી પ્રપંચીઓ ગુરુ બન્યા, નહીં સત્યના સંત :
નાથ ! હવે તો ઉગારજો ! ૫

ંથ તમારે જ રહું સદા, દઉં તમારા સંદેશ;
જ્યોતિ બતાવતાં અરિ બન્યો; ક્યાંથી ઉપજ્યો એ કલેશ?
નાથ ! હવે તો ઉગારજો ! ૬

કોટ્યાધિપતિ લક્ષાધિપતિ મિત્રો છે પણ શૂન્ય;
સર્વનું લક્ષ છે લક્ષ્મીમાં, નહીં સમજે શું પુણ્ય !
નાથ ! હવે તો ઉગારજો ! ૭

મહેલે પલંગે પાપી સૂએ, પહેરે હીરા ને હેમ :
તમ સંતોની પથારીઓ બને કાંટાળી કેમ ?
નાથ ! હવે તો ઉગારજો ! ૮

લાખ દુઃખો ભલે આવતાં ! છેડું નહિ તમ સત્ય :
સર્વ સંતોના જ માર્ગમાં, બનતું મુજ કૃત્ય :
નાથ ! હવે તો ઉગારજો ! ૯

દુઃખથી ફૂલડાં ઊગશે, આંસુથી અમીગંગ :
નાથ ! તમ ભક્તને તારજો, અદલ રાખજો રંગ !
નાથ ! હવે તો ઉગારજો ! ૧૦

## શ્રદ્ધા

( રાગ ભૈરવી–તાલ દાદરો )

તારાં દુઃખની અવધ યે આવે રે ,
જીવ ! રાખ શ્રદ્ધા પ્રભુભાવે !–
વાદળના ઢગના ઢગ ખડકે , ઘોર બને આકાશ ;
વીજ ઝબૂકે ને ઘન ગગડે ખૂબ ભયનો ભરે મન ભાસ :
ભલે ગગનવઘન ગભરાવે રે ,
જીવ ! રાખ શ્રદ્ધા પ્રભુભાવે !– ૧

ભક્ત પ્રહ્લાદે સહ્યાં સંકટો પણ છોડ્યું નહીં પ્રભુગાન ;
સ્તંભે બંધાયો તે સ્તંભ તોડીને , પ્રગટ થયા ભગવાન !
એમ ભક્તિની શક્તિ બચાવે રે :
જીવ ! રાખ શ્રદ્ધા પ્રભુભાવે ! ૨

ફરતા જગતમાં ફરતું બધું , ત્યાં દુઃખે જશે એક રોજ ;
આજ મળે કડવા ઘૂટ ગળવા , કાલ મળે અમીહોજ :
મીઠાં ફળ એવાં ધીરજ લાવે રે :
જીવ ! રાખ શ્રદ્ધા પ્રભુભાવે ! ૩

મટ્ટીની કાયાને મટ્ટીનાં દુઃખો, જગમાં જુએ પ્રાણી માત્ર;
ઊકળતા જળે આવે ઉકાળા, શું કરે પામર પાત્ર!
એવાં જ્વલન યે જીવન જગાવે રે!
જીવ! રાખ શ્રદ્ધા પ્રભુભાવે! ૪

શાંતિ નથી, નથી અવિચળ સુખ કો, જીવન નથી દુઃખ કાજ:
મટ્ટીના મેલ ઉતારી જવું છે, લેવું છે આત્માનું રાજ:
અગ્નિસ્નાન ભલે ઘડી તાવે રે!
જીવ! રાખ શ્રદ્ધા પ્રભુભાવે! ૫

વૃક્ષ જલાઈ રહ્યાં જમીને પણ ઝૂલવી રહે ફળફૂલ:
ક્રૂરતા નભે તારી વારી યે આવશે, મળશે તુજ દુઃખનાં મૂલ!
પ્રભુમહેર જ અદલ ટકાવે રે:
જીવ! રાખ શ્રદ્ધા પ્રભુભાવે! ૬

બંદર બંદર ફરી ધન ભરવા
ખેડે સિંધુ ખલાસી,
ભરદરિયે નિજ નાવ તૂટે ત્યાં
બનતો સિંધુનિવાસી!
હરિ હરિ! આ શી જગની હાંસી? ૩

સ્વર્ગતણી આશા ઉર રાખી
બ્રાહ્મણ વિચરે કાશી,
પણ ગાંઠેથી ધન હરી લેતા
ત્યાં ચોગ્ગા ચોર્યાસી!
હરિ હરિ! આ શી જગની હાંસી? ૪

આજ દઈ તું કાલ લઈ લે,
એ તુજ રીત છે ખાસી!
સ્થિર નહીં કશું યે રાખે વિશ્વે,
તું જ અચલ અવિનાશી!
હરિ હરિ! આ શી જગની હાંસી? ૫

રાત બધી જાગીને રજની
રાખે ખૂબ તપાસી,
પણ અંગુલિ ચ્હડી ગુમ ઉષાની
જાય અદ્દર બહુ નહાસી!
હરિ હરિ! આ શી જગની હાંસી? ૬

## ગોફની ગૂંથણી

( રાગ કેદાર–તાલ ત્રિતાલ ) *

બેટા ! શાને તું અકળાતો ?
શાને તું અકળાતો ,
બેટા ! શાને તું અકળાતો ?
જે કરશે તે ભરશે જગમાં ,
અફર નિયમ છે આ તો !
બેટા ! શાને તું અકળાતો ?—

રજની શ્યામ છતાં પણ વાવે
તારકબીજ નભમાં તો ;
જ્યોતિતણાં મોતી ઊગી ત્યાં
સૌમ્ય પ્રકાશ છવાતો !
બેટા ! શાને તું અકળાતો ? ૧

અંધારા વાવ્યે અંધારાં ,
જ્યોતિથકી શો નાતો ?
બદીમાં નિત્ય મચ્યા રહે તેને
ન્યાય શું નવ ચુકવાતો ?
બેટા ! શાને તું અકળાતો ? ૨

* "મો સમ કૌન કુટિલ ખલ કામી ?"–એ ભજનની રાહ

મુજ પેગમ્બર ઋષિએ દાખ્યો
પંથ ન સત્ય પળાતો ;
સીધા માર્ગ તજી લે આડા ,
તવ ત્યાં દૈત્ય ભરાતો :
બેટા ! શાને તું અકળાતો ? ૩

સૌને પંથ બતાવ્યો નિજ પણ
અંધાને ન જણાતો ;
શબ્દ દીધો મેં શુભ બધાને ,
બધિર થકી ન સુણાતો !
બેટા ! શાને તું અકળાતો ? ૪

નેકી બદીનો દાવ જગતમાં
જાય વિચિત્ર રમાતો ;
બદીનો તણખો જ્યાં રહે પડતો ,
ત્યાં રહે અણહોલાતો !
બેટા ! શાને તું અકળાતો ? ૫

જ્યોતિ અને અંધારતણો આ
ગોફ અજબ ગૂંથાતો :
જેનું તેનું ભોગવી લેશે—
અદલ તું શેં ગમ ખાતો ?
બેટા ! શાને તું અકળાતો ? ૬

## જીવન દોહ્યલાં રે

( "મરવાં સોહ્યલાં રે સંતો સુખે જગતથી જાશે." )

જીવન દોહ્યલાં રે પ્રભુજન દુઃખે સદા પિલાશે ;
આંખે જોયલાં રે એવાં દુઃખનાં મૂલ શાં થાશે ! –

પ્રભુપંથે કંટક વેરાયા ,
પળપળ તે ભોંકાય ;
રુધિર વહે ને આંખ રડે પણ
ટાળ્યાં નહીં ટળાય :
ભાલે પ્રોયલાં રે એવાં ભાગ્ય સતત ચિરાશે :
જીવન દોહ્યલાં રે પ્રભુજન દુઃખે સદા પિલાશે . ૧

મીઠાં મીઠાં ફળ ચૂંટીને
પક્ષી ને કીટ ખાય ;
કાચાં લીલાંને નહીં અડકે –
એવો જગનો ન્યાય !
મોહે મોહ્યલાં રે એ તો મોજમજામાં જાશે ;
જીવન દોહ્યલાં રે પ્રભુજન દુ.ખે સદા પિલાશે . ૨

સૂર્ય કરી લે દિન પોતાનો,
તારો કરી લે રાત્ર;
ભક્તિધૂને ઘૂમતાં શશી કેરાં
રોજ ટૂંપાતાં ગાત્ર :
રડવાં સોહ્યલાં રે પ્રભુજન આંસુનીરે નિત નહાશે :
જીવનાં દોહ્યલાં રે પ્રભુજન દુઃખે સદા પિલાશે. ૩

જગસુંદરતા સામે રાખી
પ્રભુ પાછળ સંતાય;
જગલીલાના ખાડે ઉઝરડાં
પ્રભુજન ગ્રહે પ્રભુમાંય :
પુણ્યે ધોયલાં રે જીવન પ્રભુમાં શુદ્ધ સમાશે :
જીવનાં દોહ્યલાં રે પ્રભુજન દુઃખે સદા પિલાશે. ૪

## તું જ અમારો એક

( ઠુમરી-ત્રિતાલ ) *

નાથ વિના કોણ રહ્યું મુજ આજ ?
સર્વ થયું તારાજ :
નાથ વિના કોણ રહ્યું મુજ આજ ?—

હૈયે તારા તગતગ કરતા ,
માથે રવિનું તાજ ;
તોય આ વિશ્વે ઊગે અંધારાં ,
રાખે પ્રભુ જ ત્યાં લાજ !
નાથ વિના કોણ રહ્યું મુજ આજ ?— ૧

પોલું પોલું વ્યોમ દિસે ને
પોલી માયા સર્વ ;
વિશ્વતણા આ સ્પષ્ટ પોલાણે
માનવનો શો ગર્વ !
નાથ વિના કોણ રહ્યું મુજ આજ ?— ૨

---

* "કંથ બિન રહી અકેલી મેરી જાન"—એ રાહ.

તનના તનશાં સ્વજન ગયાં ને
મનના મનશા મિત્ર :
વહેતા જગતમાં વહેતું બધું ત્યાં
સ્થિર ક્યમ રહે મુજ ચિત્ર ?
નાથ વિના કોણ રહ્યું મુજ આજ ?— ૩

ભરદરિયામાં નાવ ડૂબ્યું ને
કોઈ મળે નહીં પાસ :
જળજળ ચોગમ ઊછળી રહ્યું ને
ઉપર ભર આકાશ !
નાથ વિના કોણ રહ્યું મુજ આજ ? ૪

મારાં કરી મેં જાણ્યાં તે સૌએ
દગો દીધો બની ક્રૂર ;
ભલે એ સડતાં અંગ કપાયાં—
નાથ ! તું ક્યાં છે દૂર ?
નાથ વિના કોણ રહ્યું મુજ આજ ? ૫

વિશ્વ સકળને છાતો ને રૂઠાતો
તું જ અમારો એક :
નાથ ! અદલ તુજ હાથ ધરું ત્યાં
ક્યાં રહ્યું એકલ છેક ?
નાથ વિના કોણ રહ્યું મુજ આજ ? ૬

## સંદેશો

( કુંજલડી રે સંદેશો અમારો )

સાંજલડી રે ! સંદેશો આ મારો
 જઈ મારા નાથને કહેજે જી રે !
તું તો છે મોટો ઈશ્વર પણ્યો, પણ
 જરા તારા કાન મને દેજે જી રે !—
 સાંજલડી રે ! ૦ ૧

તારા તે ધામમાં શેની છે ખોટ કે
 માગી ના ચીજ નાની મળતી જી રે ?
તું તે શો એવો કો કામે ગૂથાયો કે
 ધારી કો આશ નહીં ફળતી જી રે ?
 સાંજલડી રે ! ૦ ૨

ઉષાને દ્વાર તું સૂર્યને મોકલે ને
    સંધ્યાને દ્વારથી બોલાવે છો રે :
એકને આપતો ને બીજીને કાપતો —
    એવા શા ઢંગ તું બતાવે છો રે ?
        સાંજલડી રે ! ૩

રજનીની પાંખમાં માળા નક્ષત્રોની
    ઝળહળતી તું લટકાવે છો રે :
બાળતો ને બોળતો અગ્નિના કુંડમાં
    દિનને શેં તપતો રખાવે છો રે ?
        સાંજલડી રે ! ૪

આટલી નાની પૃથ્વી ઉપર તું
    શા શા ઉત્પાતો કરતો છો રે ?
અમારી પીડ છે હજારો, તેમાં તું
    જ્વાળામુખી ને રેલ ભરતો છો રે !
        સાંજલડી રે ! ૫

હજારો આશા ને ઉમેદો પોષિયે,
    એકુ ફળે તો સૌ મરતી છો રે !
નાનીશી જિંદગીને રહે તું ઉકાળતો,
    શાંતિમાં તે ન રહે ઠરતી છો રે !
        સાંજલડી રે ! ૬

કાલ કાલ કરીને જીવવું અમારે ,
કાલ તો મૂકે નવી ઝાળમાં જી રે :
દેખી સુણીને આંખે આંસુ સુકાય ના ,
એવાં તેં ઝાલ્યાં શેં જંજાળમાં જી રે ?
સાંજલડી રે ! ૭

બાપ જ થયો તો તું શેં ના બચાવે ?
રોજ રોજ જોઈએ તારી વાટડી જી રે :
વહાણુંની સાથે શુભ ટાણું યે લાવજે ,
લાવજે નવતેરી ભાવિ પાટડી જી રે !
સાંજલડી રે ! ૮

## તકદીરની તાસીર

( રાગ ભીમપલાસ-તાલ લાવણી )

હે ખલક ખેલૈયા ! કહેવાનું તે જ તું ના કહી ગયો,
હે ખલક ખેલૈયા

તુજ ખેલણિયાં અમોને દઈ ગયો,
ઉર લઈ ગયો, ઠગ થઈ ગયો !
હે ખલક ખેલૈયા !–

વાદળ પર વાદળ છાયાં,
ચોગમથી નભ ઘેરાયાં,
વીજળીનાં શર છોડાયાં,
ગર્જન પણ કંઈ ગજવાયાં :–
વા વાયા ને ત્યાં મેઘ આખર નહીં ગયો,
ઉર લઈ ગયો, ઠગ થઈ ગયો !
હે ખલક ખેલૈયા ! ૧

ચોમાસે લીલા છાઈ,
તરું સર્વે રહ્યાં લહેરાઈ,
રહ્યું અન્ન બધે ઝૂલાઈ,
રહેશે કોઠાર ભરાઈ:–
આવ્યો વંટોળિયો બધું વહી ગયો,
ઉર લઈ ગયો, ઠગ થઈ ગયો!
હે ખલક ખેલૈયા! ૨

ઓપી સૂરજની સ્વારી,
ધરણી મલકી રહી સારી,
આશા ઊગી ઉર ન્યારી,
ત્યાં આંધી ચઢી અંધારી!–
રે રે! અમી આપતો શું રહી ગયો?
ઉર લઈ ગયો, ઠગ થઈ ગયો!
હે ખલક ખેલૈયા!
કહેવાનુ તે જ તું ના કહી ગયો,
હે ખલક ખેલૈયા! ૩

# અણબોલી બોલી

( રામબાણ વાગ્યાં હોય તે જાણે )

અણબોલી બોલી રહું કેમ બોલી?
અણતોલ્યાં આભ શકે કોણ તોલી?—

અણગણ યુગથી માનવજીવન
　　જગમાં રહ્યું છે હિંચોળી :
ક્યાંથી તે શબ્દ પ્રથમ જન પામ્યો,
　　કોણ દે મર્મ એ ખોલી?
　　અણબોલી બોલી રહું કેમ બોલી? ૧

જેણે સુણી તેણે મૌન જ ધાર્યું,
　　નિજ ધૂનમાં રાગે ડોલી;
દુનિયાને વાનર જેવી દીઠી તેણે —
　　દે અમીગાગર ઢોળી!
　　અણબોલી બોલી રહું કેમ બોલી? ૨

મૂંગાએ સાકર ખાધી, ને અંધાએ
સ્વપ્નમાં ઊજવી હોળી :
બોલ્યું બોલાય નહીં અણબોલ્યું એ —
રહેવું અગમ આંખ ચોળી !
અણબોલી બોલી રહુ કેમ બોલી ? ૩

વીજ લખી જાય વાદળ પર તે
મેઘ દે ભૂમિએ ઢોળી :
ખોલવા જાય જરી ગગડાટે ત્યાં
આભ જ દે ઝટ રોળી !
અણબોલી બોલી રહુ કેમ બોલી ? ૪

અક્ષર તારાના કોણ ઉકેલશે ?
છુપવે શું સંધ્યાની ઝોળી ?
કોણ દિગંતનો પડદો ઉપાડશે ?
શી છે ઉષાની રંગોળી ?
અણબોલી બોલી રહુ કેમ બોલી ? ૫

અકળ અગમ કે છે અલખ અકથ તેને
મૃગજળે રાખી ઝબકોળી !
અદલ એ યત્ન બધા છે વૃથા જેમ
બાળ માગે ચાંદાપોળી !
અણબોલી બોલી રહુ કેમ બોલી ? ૬

## મનની વિચિત્રતા

( રાગ આઠ-હીંચ-ત્રિપુટ ) *

મન મારુ છે વાંદરું, રહેતું નહીં પાધરું :
ઠરવા એને શી યુક્તિ આદરું ?
એનાં કંઈ કંઈ હું ઢાંકું, વારીને થાકું,
બનતું ના તોય એ કહ્યાગરું ! –

વૃક્ષે ભરે ઠણકા, નહીં લક્ષે કશું લાવે સદા ;
આકાશમાં કૂદી સિતારા તોડવા ભાવે સદા ;
તૂટી પડે ડુંગર ચઢી, ડૂબી મરે સાગર પડી-
અણગણ ખતા ખાતું છતાં પાછું ધમે દાવે સદા !

માથે પડશે બહુ ભટકા, દુનિયાના ફટકા,
ત્યારેય થશે કે નહીં સજાગરુ ?
એનાં કંઈ કંઈ હું ઢાંકું, વારીને થાકું,
બનશે કદી શું એ કહ્યાગરું ?

## જન્મના ઇજારા

( રાગ મઢ–તાલ દીચ ) *

ઊંચા નભને હો પૂછનારા રે !
 તારે ભીતર છે બાંધ્યા શા ભારા ?
ઉપર આભે તો ઝગઝગ તારા રે ,
 તારે હૈયે છે કેવા અગારા ?–

તારા સૌ ગુણ તને લાગે છે સારા ને
 બીજાના તો કંઈ નઠારા ;
તારી તે પીઠ તને કેમ દેખાશે ?
 તારા એ ન્યાય છે ન્યારા રે !
 તારે ભીતર છે બાંધ્યા શા ભારા ?– ૧

ઊગતા સૂરજની સોનેરી કલગી ને
 લહરીના લોલ લલકારા :
એના સૌંદર્ય ને માધુર્ય કેરી
 ક્યાથી ફૂટે રસધારા રે ?
 તારે ભીતર છે બાંધ્યા શા ભારા ?– ૨

જેવું ભીતર તેવું બહાર વિકાસે,
હૈયે તે હોઠે પુકારા :
હૈયે દૈત્યોનાં નૃત્યો ચાલે ત્યાં
ક્યાંથી રહે દેવના ઉતારા રે ?
તારે ભીતર છે બાંધ્યા શા ભારા ?– ૩

ચાહો કલ્યાણ તો સીંચો ઉર પુણ્યથી,
ખીલશે કલ્યાણના ક્યારા :
ધૂમ્રને રોપતાં છાશે અંધારાં,
જ્યોતિને રોપતાં તારા રે !
તારે ભીતર છે બાંધ્યા શા ભારા ?– ૪

કડવા મીઠા છે સૌ જીવનના જોગ આ,
મોંઘા છે જન્મના ઇજારા :
પૃથ્વી ને સ્વર્ગનાં બે પોપચાંની વચ્ચે
જીવનકીકીના પલકારા રે !
તારે ભીતર છે બાંધ્યા શા ભારા ? ૫

## વસમી સ્થિતિ

( રાગ જોગિયા–તાલ ત્રિતાલ )

અજબ જડ મન રે !
    તારું ઊંધે પંથ ચલન રે :
જીવન સુરવન રે
    તજી પડવા ગમતું કળણુ રે !–

મુજમાં વસતું ચેતન પ્રભુનું ,
    તુજને જડનો સાથ :
તું દોરાતું જાય તને જ્યાં
    દોરે દ્રુહનો હાથ :–
        અજબ જડ મન રે ! ૧

હું માગું આગળ વધવાને ,
    તું પકડી રહે પૂઠ ;
હું તો ધર્મધજાનો ધારક ,
    તું જોગવતું જૂઠ !–
        અજબ જડ મન રે ! ૨

જે કરવા ધારું હું સાચે,
તે ન કરું હું કાંઈ;
જે કરવા ધિક્કારું જીવને
તે જ કરે તું સાંઈ!—
અજબ જડ મન રે! ૩

જીવન ગૂંચવાયું જડજાળે,
ત્યાંથી છૂટે કેમ?
ધર્મ અધર્મ રહ્યા લડી ભીતર:
કોણ જુએ મુજ ક્ષેમ?
અજબ જડ મન રે! ૪

રે શી આ વસમી સ્થિતિ મારી!
જાણું પણ લાચાર!—
ઓ પ્રભુ! તું મુજને દે બળ કે
અદલ કરું ટંકાર!—
અજબ જડ મન રે! ૫

## સેવા

( રાગ ભૈરવી–તાલ દાદરો )

તારી સેવામાં જીવન આ ગાળું રે,
નાથ! ક્યારે થશે અજવાળું ?–

પેટીમાં પેટીઓ અંદર ઉતારી ને ભેદમાં ભેદ સમાવ્યા;
ક્રોડો આવ્યા ને ક્રોડો ગયા, નહીં કોઈએ તે ઉકલાવ્યા:
માર્યું અંધારાં ઉપર એ તાળું રે:
નાથ! ક્યારે થશે અજવાળું ?– ૧

એકને ખોલતાં બીજી દિસે મહીં, બીજીને ખોલતાં અન્ય;
ખોલી ખોલીને થાકી જવું, એવી છે મહીં યુક્તિ અનન્ય!
કેમ તૂટે આ ભડ ઇન્દ્રજાળું રે?
નાથ! ક્યારે થશે અજવાળું ?– ૨

શોધી શોધીને હાર્યા બધા, નહીં મળતી ત્યાં ગુરુકૂંચી કોઈ;
જીવનનો અંત સામે દિસે હો! ધૈર્ય દે મન સૌ ખોઈ:
કેમ વિશ્વનો મર્મ હું ભાળું રે?
નાથ! ક્યારે થશે અજવાળું ? ૩

સૂર્ય વિના આ પૃથ્વીતણાં કોણ ખોલી દેશે પૂર્વદ્વાર?
વીજ વિના કોણ વાદળ ચીરી કરશે નભે ચમકાર?
તારી મહેર વિના બધું કાળું રે :
નાથ! ક્યારે થશે અજવાળું?– ૪

રજનીતણાં અણવીંધ્ય અંધારાંને વીંધી દેતી સ્વર્ગગંગ;
અંતરમાં એવી ગંગ ફૂટે તો તૂટે સૌ મર્મ તડંગ!
કેમ ત્યાંસુધી તિમિર આ ટાળું રે?
નાથ! ક્યારે થશે અજવાળું?– ૫

આભ ને પૃથ્વીનાં પડ ફરતાં રહે ત્યાં, જીવન પિલાતું જાય;
પેટીમાં કાંઇયે છુપાવ્યું નથી, મન વ્યર્થ એ ભ્રમણામાં વાહ્ય!
તારી સેવામાં મન નિત્ય વાળું રે :
નાથ! એજ છે મુજ અજવાળું! ૬

## જગતનો પંથ

( ધોળ ) *

મારા નાથ! હજી તે મારે કહેવું શું તને ?
તું તો સ્વર્ગે બેઠો કરી રહ્યો તુજ રાજ :
અહીં પૃથ્વીમાં ચાલે છે અંધેર ઘણું હવે ,
ત્યાં કયમ તારા ભક્તતણી સચવાશે લાજ ?–
મારા નાથ! હજી તે મારે કહેવું શું તને ? ૧

તારો સૂરજ ખૂબ તપે છે બળતા તાપથી ,
તારો ચંદ્ર ન વરસાવે જૂનું તે અમી આજ ;
તારા મેઘ સુકાયા કે યક્ષો ચાવી ગયા ,
પાકે નહીં પૂરું ક્ષેત્રે અમ કાજ અનાજ :
મારા નાથ! હજી તે મારે કહેવું શું તને ? ૨

સ્વાર્થ વધ્યા ને ઘટી ગયા પરમાર્થ બધે જગે ,
કોઈ ન ઇચ્છે હરવા બંધુતણી મહાપીડ ;
બેઠા સર્વ તળાવ સમા બંધાઈ નિજ મદે ,
નહીં કો ભાંગે ભાંડુતણી જીવનપથ ભીડ :
મારા નાથ! હજી તે મારે કહેવું શું તને ? ૩

જગમાં ગપ ચાલી છે જ્યાં ત્યાં આજ સ્વરાજ્યની ,
એને નામે સત્તાલોલી લૂંટે લોક :
પણ અંધારાં રોપ્યે નહીં અજવાળાં ઊગતાં ,
નહીં આનંદ કરશે પણ બહુધા દુઃખ ને શોક :
મારા નાથ! હજી તે મારે કહેવું શું તને ? ૪

* "માતા જશોદા ઝુલાવે પુત્ર પારણે"–એ રાહ.

" તો આપ્યાં સ્નેહ અને રસઝરણો જ્યોતિનાં,
અમને દાખ્યા ઋતના પંથ અને કલ્યાણ;
પણ આ જગને ભાવે મટ્ટીનાં રતનો અધિક,
એને ગમે ન ખૂણવા દિવ્ય રતનની ખાણ:
મારા નાથ! હજી તે મારે કહેવું શું તને? ૫

રીબે રંક જનો સહુ રહીને અરધી ભૂખમાં,
શ્રીમંતોનાં ચાલે મોટર, અશ્વ, વિમાન;
મોટાને ત્યાં અન્ન મિઠાઈ તણા ઢગલા વધે,
ભૂખ્યાં ગરીબોને નહીં એ મુઠ્ઠી પણ ધાન!
મારા નાથ! હજી તે મારે કહેવું શું તને? ૬

સુખિયાંના સુખમાં નથી કંઈ પણ શાંતિ આવતી,
દુખિયાંના દુખમાં વધતી ચાલી કડવાશ;
અંધારાંના ઢગની થપ્પીઓ વધતી જતી,
ક્યારે નાથ! ઊતરશે ત્યાં તુજ સત્ય પ્રકાશ?
મારા નાથ! હજી તે મારે કહેવું શું તને? ૭

ઊતરી પડ તારાં કિરણોનાં સૈન્ય લઈ હવે,
ધોઈ નાખ બધાં આ તુજ રેલે જગપાપ!
સહુને તારા દાખ્યા ઋતપંથે ફરી રાખવા,
મારા નાથ દયાળુ અદલ! સદ્બુદ્ધિ જ આપ!
મારા નાથ! હજી તે મારે કહેવું શું તને? ૮

## જીવનનો કોયડો

( ઓધવ ! એકવાર ગોકુળ સંચરો રે )

સંતો ! જીવન આ વસમું થયું રે ,
શી કરવી એની કટુ વાત જો !
જ્યોતિ હતી કંઈ તે ઊડી ગઈ રે ,
રહી ગઈ છે અંધારી રાત જો :
સંતો ! ગળવાં કડવાં સત્ય છે રે ! ૧

માનવ જીવે સુખની આશમાં રે
જોતો આકાશે ઉરરંગ જો !
કાલે વહાણું વાશે કો નવાં રે
ને વહેશે અહીં નવસુખસંગ જો !
સંતો ! સુખની મીઠી આશ છે રે ! ૨

લાવે અજવાળાં આભે ઉવા રે,
સૂરજ પધરાવીને જાય જો :
સંધ્યા આવી ઢાંકે આરણાં રે
ને તમની જાજમ પ્રથરાય જો !
સંતો ! જગત પડ્યું એ ચક્રમાં રે ! ૩

આભતણું મહાચક્ર ઉપર ફરે રે,
સૂર્યતણું પણ ચક્ર જ તેમ જો ;
ગ્રહનાં ચક્ર ફરે માનવશિરે રે :
સુખદુઃખ નાવે દેવાં કેમ જો ?
સંતો ! જીવન અદ્ભુત છે બન્યું રે ! ૪

કાળતણા પડદા જ્યમ ઊપડે રે,
જીવનના પડદા તે સાથ જો :
કોઈને કર સુખ બે દાણા પડે રે,
તો દુઃખઢગ બીજાને હાથ જો !
સંતો ! જીવનવહન અગમ્ય છે રે ! ૫

પણ અંધારે જ્યોતિ છુપી વસે રે,
ને માનવઉરમાં બળ ગૂઢ જો ;
એક દિવસ અંધારાં વીંધીને રે
ફૂટશે જ્યોતિ ચીરી એ ચૂડ જો !
સંતો ! જીવનની છે જીત ત્યાં રે ! ૬

અંધારાં આવે તો પૂર્વમાં રે
જોયાં કરવું ધારી ધીર જો :
આખર આવી ઉષા રવિ ત્યાં ઊગે રે,
પાર કરાવે જીવનનીર જો !
સંતો ! એવી અડગ શ્રદ્ધા ફળે રે ! ૭

દુઃખનાં આભ ભલે છાઈ રહે રે,
સુખનાં તારકબિંદુ અલ્પ જો !
પણ શ્રદ્ધા ને અંતર્બળ અદલ રે
એક પલકમાં જીતે કલ્પ જો !
સંતો ! જીવન ધન્ય જ ત્યાં બને રે ! ૮

## સૃષ્ટિનાં ઉખ્ખાણાં

( ૫૬ ) *

બોલી દ્યો, બોલી દ્યો, મારાં દિલનાં દાઝયાં બંધુડાં હો!
બોલી દ્યો, બોલી દ્યો દિલની વાતો હો જી!
બોલ્યું ના બોલાય તોય મૌન ના રખાય ઝાઝું,
તૂટી પડી જ્યાં મનની સૌ મહેલાતો હો જી!
બોલી દ્યો, બોલી દ્યો! ૦ ૧

સુંદર આ વિશ્વ આવું રચીને પ્રભુએ પછી
તે પર નભનું ઢાંકણુ શાને ઢાંક્યું હો જી?
તેજ ઝરતા તારાઓનું ટોળું ચરવા મૂકી આસે
પ્રભાતે તેને કાં હાંકી નાખ્યું હો જી?
બોલી દ્યો, બોલી દ્યો! ૦ ૨

અમૃતનો ઝરો ફોડી આકાશે વહાવ્યો વચ્ચે,
અમી તેનાં તારા સૌને સીંચે હો જી:
અમને એ અમૃતકેરું બિંદુ યે મળે ન કદી;–
ક્યાંથી આનંદે અમ હૈયાં હીંચે હો જી?
બોલી દ્યો, બોલી દ્યો! ૦ ૩

* "ભૂલ્યો રે ભૂલ્યો રે રાજન મન રે ગોપીચંદ"–એ ભજનની રાહ.

આખો યે દિવસ તપે રોજ રોજ સૂર્ય આભે,
પૃથ્વીને તે અળાંહુળાં કરી જાતો હો જી:
ચંદ્રની શીતળ સુધા એવી ના અમોને મળે,
ખાંચી ખાંચી દઈ શેં લુપ્ત થાતો હો જી?
બોલી દ્યો, બોલી દ્યો! ૦ ૪

પૂર્વ ને પશ્ચિમનાં નીતરાં સરવરમાં નહાવાને આવે
ઉષા ને સંધ્યા નિજ રંગે રંગે હો જી:
ઘડીભર ઊભાં આંખે સૌંદર્ય એ ભરિયે ત્યાં તો
શાને ચાલી જાય એ વ્હીલે અંગે હો જી?
બોલી દ્યો, બોલી દ્યો! ૦ ૫

મેહુલાના જિપ્સીઓશા તંબુઓ ઠોકાય ત્યારે
વીજ આવી કાપે તેની દોરી હો જી;
મેહુલા ત્યાં તંબુઓ ઉઠાવી દૂર જાય શાને
ખાલી રાખી જગની અમીકટોરી હો જી?
બોલી દ્યો, બોલી દ્યો! ૦ ૬

પ્રભુપંથે જનારાને કાંટા જ શું સહેવા પાયે?
દૈત્યમાર્ગે જતો ચૂંટે ફૂલો હો જી:
દર્પણમાં જોતાં અંગો ડાબાં જમણાં ઊલટાં દીસે,
તેવો શું આ ઘાટ ઊંધામૂળો હો જી?
બોલી દ્યો, બોલી દ્યો! ૦ ૭

પ્રભુને કહો કે હવે ક્યાં સુધી અબોલ રહેવું ?
ક્યાં જઈએ ત્યાં તારા ઘાટ ઘેરે હો જી !
તારા આ ઉખ્યાણાની કો ગમ ન અમને પડે સાચી ;–
અદલ હૈ ઉકેલી તારી જ મહેર હો જી !
ખોલી દો, ખોલી દો ! ૦ ૮

## અગમ્ય

( રાગ પીલુ-તાલ દીપચંદી ) *

ક્યાં સુધી , હે પ્રભુ ! ફાવે બુરાઈ?
ક્યાં સુધી મારશે વલખાં ભલાઈ?– ક્યાં સુધી ૦
જ્યાં જોઉં ત્યાં ઊઠે અગ્નિના ભડકા ,
જ્યાં જાઉં ત્યાં સુણું હૃદયના ધડકા !–ક્યાં સુધી ૦ ૧
જ્યાં ત્યાં બદીને પડે બહુ છક્કા ,
નેકી બિચારી બધે ખાય ધક્કા !– ક્યાં સુધી ૦ ૨
ચંદ્રનું અંતર જાય ખવાઈ ,
નેકીનું તેમ રહે હૈયું ધવાઈ.– ક્યાં સુધી ૦ ૩
દુખિયાં રડે તે તો વધુ રડવાને ,
સુખિયાં હસે તે અધિક ચઢવાને .– ક્યાં સુધી ૦ ૪
મળતાં બુરાઈને હીરા ને મોતી ,
ભૂખે ભલાઈની આંખો રહે રોતી .– ક્યાં સુધી ૦ ૫
કોણ ઉકેલે આ જીવન-ઉખ્યાણું ?
ઊલટા જગતનું એ ઊલટું શું લહાણું?–ક્યાં સુધી ૦ ૬
તાપ કે ટાઢ તું ક્યાં ક્યારે આણે ,
અદલ પ્રભુ ! બધું એ તું જ જાણે !–ક્યાં સુધી ૦ ૭

---

* "ઐસિ તન ધનકી કૌન બરાઈ,"–એ કબીરપદની રાહ.

# મનનું સુમન

( રાગ જોગિયા-તાલ ત્રિતાલ )

સુમન મુજ મન રે,
    હરિ! ત્યાં ભરું કંટક કયમ રે?
સદન તુજ ઘન રે,
    હરિ! કયમ ત્યાં મૂકું કદમ રે?

પગલે પગલે કંટક આઝ્યા,
    ડગલે ડગલે ધૂળ;
નૂર પડ્યાં આંખોનાં ઝાંખાં,
    હૈયે ઊઠે શૂળ:-
        સુમન મુજ મન રે! ૦ ૧

નભના પડદા ઊંચકી જોયા,
    ખોલ્યાં દિશાના દ્વાર;
કંટકભર્યાં સુમનથી મનને
    બધે દિસે અંધાર–
        સુમન મુજ મન રે! ૦

મનનું ધૈર્ય ગયું ખૂટીને,
તનનું ઊડ્યું તેજ;
દૂરનું દૂર સદન રહ્યું તારું
ઉરનું ઉર પણ એ જ!–
સુમન મુજ મન રે! ૦ ૩

ફેંકી દઉં કંટક સહુ વીણી,
કરું સુમન મુજ સાફ;
હળવે ફૂલકદમ હું આવું:
હરિ! કરજે તું માફ!
સુમન મુજ મન રે!'૦ ૪

નભપડદા ઝગઝુળના ઊઘડે,
દિશદિશ ગુંજે ગાન:
હરિ! તુજ સદન રહે ફરી ગાજી–
આવે અદલ મહેમાન!–
સુમન મુજ મન રે! ૦ ૫

## વિલંબ

( રાગ ધનાશ્રી–ત્રિતાલ ) *

મનમાં રહી ગઈ સહુ મનમાંની :
રે જીવ ! રહી છે હવે તો એ કહાણી !–મનમાં ૦

ખેલ્યો ને કૂદ્યો કિશોરવયે બહુ ,
ખૂબ કીધી મસ્તાની ;
કોણ પ્રભુ , ને કોણ ખુદા—બધી
વાત એ તો સુણવાની !
મનમાં રહી ગઈ સહુ મનમાંની . ૧

આવી જુવાની ને લાવી દેવાની ,
જર ને જોરૂમાં દિવાની :
સમય હજી બહુ છે આ જીવનમાં ,
બનશું પછી પ્રભુધ્યાની !
મનમાં રહી ગઈ સહુ મનમાંની . ૨

* "રામબાણ વાગ્યાં હોય તે જાણે"–એ ભજનની ગત.

40215



જોતજોતાં કાળ વીત્યો તોફાની ને
આવી ઘડપણની નિશાની :
ઠીક બધું આ કરી પછી કરશું
પ્રભુની રૂડી મહેમાની !
મનમાં રહી ગઈ સહુ મનમાંની . ૩

આ રહ્યું , તે રહ્યું , કરતાં સરતી દીઠી
હાથથકી જિંદગાની :
ઊભાં ઉમેદોનાં ખંડિયેરો સામે , ત્યાં
આવી કંકોતરી છાની !
મનમાં રહી ગઈ સહુ મનમાંની . ૪

ઓ રે પ્રભુ ! તને ભજવા નિરાંતે મેં
માગી'તી મુદત સદાની :
તન ધન કાંઈ ન અદલ રહ્યું—છે રહી
પળ પળ આ પસ્તાવાની !
મનમાં રહી ગઈ સહુ મનમાંની . ૫

## સૃષ્ટિરચના.

( રાગ કાલિંગડો – તાલ લાવણી ) *

રચના આ કેવી તેં રચાવી,
મારા રે નાથ!
રચના આ કેવી તેં રચાવી!

નાદ જગાવી, જ્યોતિ જળાવી,
નીસ્તીમાં હસ્તી તેં હુલાવી,
મારા રે નાથ!
વિશ્વની વાડી તેં બનાવી,
મારા રે નાથ!– રચના આ ૦ ૧

રેલ્યાં ઉરેથી તુજ અમી ને આબ મોતીનાં,
ઊગ્યાં પોલાણમાં ફળો વિશુદ્ધ જ્યોતિનાં:
લીલા લચાવી, માયા જમાવી,
દુનિયાને દીધી ત્યાં હોમાવી,
મારા રે નાથ!
માયાથી આંખોને અજાવી,
મારા રે નાથ!– રચના આ ૦ ૨

---

* "રેતીમાં મંદિર બંધાવુ, જુઓની નથ!"–એ રાહ.

જાણે બધાં ગયાં ડૂબી, છતાં રહે મહીં,
એ જળમાં પડી રહે છતાં છૂટે નહીં :
જળે બંધાવી, પળભર બહેલાવી,
જીવનની જ્યોતિ સપડાવી,
મારા રે નાથ !
આંસુના ધોધ વહેવડાવી,
મારા રે નાથ !– રચના આ ૦ ૩

આંખો ખુલી જશે કો દિન, બુદ્બુદ ફૂટી જશે,
આત્મા સબળ થતાં જ જાળ પણ તૂટી જશે :
સૃષ્ટિ ખોલાવી, તુજને બોલાવી,
આત્મા ત્યાં ધસશે ઝૂકાવી,
મારા રે નાથ !
તારે ખોળે તે પડશે આવી,
મારા રે નાથ !
રચના આ એવી શી રચાવી !– રચના આ ૦ ૪

## સૃષ્ટિરચના:

( રાગ કાલિંગડો – તાલ લાવણી ) *

રચના આ કેવી તેં રચાવી,
મારા રે નાથ!
રચના આ કેવી તેં રચાવી!

નાદ જગાવી, જ્યોતિ જળાવી,
નીસ્તીમાં હસ્તી તેં હુલાવી,
મારા રે નાથ!
વિશ્વની વાડી તેં બનાવી,
મારા રે નાથ!– રચના આ૦ ૧

રેલ્યાં ઉરેથી તુજ અમી ને આબ મોતીનાં,
ઊગ્યાં પોલાણમાં ફળો વિશુદ્ધ જ્યોતિનાં:
લીલા લચાવી, માયા જમાવી,
દુનિયાને દીધી ત્યાં હોમાવી,
મારા રે નાથ!
માયાથી આંખોને અજાવી,
મારા રે નાથ!– રચના આ૦ ૨

---

* "રેતીમાં મંદિર બંધાતું, લુઓની ન થ!"–એ ઢાળ.

જાણે બધાં ગયાં ડૂબી, છતાં રહે મહીં,
એ જાળમાં પડી રહે છતાં છૂટે નહીં :
જાળે બંધાવી, પળભર બહેલાવી,
જીવનની જ્યોતિ સપડાવી,
મારા રે નાથ !
આંસુના ધોધ વહેવડાવી,
મારા રે નાથ !– રચના આ૦ ૩

આંખો ખુલી જશે કો દિન, બુદ્‌બુદ ફૂટી જશે,
આત્મા સબળ થતાં જ જાળ પણ તૂટી જશે :
સૃષ્ટિ ખોલાવી, તુજને બોલાવી,
આત્મા ત્યાં ધસશે ઝૂકાવી,
મારા રે નાથ !
તારે ખોળે તે પડશે આવી,
મારા રે નાથ !
રચના આ એવી શી રચાવી !– રચના આ૦ ૪

## મોહનની ઉરમાળા

( રાગ આસાવરી–તાલ ત્રિતાલ )

કોઈને જોઈતી હોય તો આવો, આપું મોહનની ઉરમાળા !
જોઈતી હોય તો આવો ઘનગન કરતા ઘોડીલા પાંખાળા !–કોઈને ૦

તગતગતા તારાની હો કે
જગમગતાં મોતીની :
એ તો છે મોહનની માળા
અદ્ભુત કો જ્યોતિની !
લ્યો, લ્યો, પહેરી લ્યો તમ કંઠે, કરશે ભવભવ માર્ગ ઉજાળા !
કોઈને જોઈતી હોય તો આવો, આપું મોહનની ઉરમાળા ! ૧

નહીં કરમાતાં ફૂલોની કે
નહી તૂટતા સૂતરની :
એક અખંડ અમરતા જેની
આંજે આંખ ભીતરની !
જોઈ જોઈ ધારી ધારી લ્યો એને, એ ઝબકા છે જ નિરાળા :
કોઈને જોઈતી હોય તો આવો, આપું મોહનની ઉરમાળા ! ૨

વૃંદાવનની કુંજે કેરી
મહેક અજબ કો મહેકે ;
ગોકુળિયાંની ગોપીઓના
રાસ હિલોલે લહેકે :
એના દાણે દાણે જાદુભર્યા છે આતમતેજ ઉછાળા !
કોઈને જોઈતી હોય તો આવો , આપું મોહનની ઉરમાળા ! ૩

કરમાં નાખ્યે કાય દીપે ને
કંઠે પ્રાણ પ્રકાશે ;
એ માળા ઉરમાં ફેરવતાં
જીવન ધન્ય જ થાશે !
લ્યો , લ્યો મોહનની ઉરમાળા , અદલ શમે ભવભવની જ્વાળા !
કોઈને જોઈતી હોય તો આવો , આપુ મોહનની ઉરમાળા ! ૪

## મારો દીપ

( રાગ ભૈરવી–તાલ ત્રિતાલ )

મારા દીપને કોઈ મા અડશો રે,
        મારો દીપ છે આતમાની જ્યોત :
એવા અગ્નિને કેમ પકડશો રે–
        એ ન આગિયો, એ છે ખદ્યોત !–

સાત સાત સ્વર્ગનાં સ્વપ્ન છે સંચ્યાં ને
        લાખો તારાનાં તેજ :
દીપ ભલે એ નાનો દીસે પણ
        મારું બ્રહ્માંડ છે એ જ !
        એની આડે કો આવી ગા લડશો રે,
        મારો આત્મ પ્રકાશે છે પોત !–મારા ૦ ૧

ક્યાં ક્યાં ઝળી એણે અંતર પૂર્યાં
        વિશ્વોનાં નવનવ નૂર :
જળવા દો એને, એ જળશે તો ઝળશે
        ઝગમગતો ભરપૂર !
        એવા નૂરને કેમ કચડશો રે,
        એને છે ભગવાનની ઓથ !– મારા ૦ ૨

ઘાડાં તિમિર નહીં એને ઝંખાવે ,
વાયુ કરે નહીં ગૂલ ;
સર્વ ભૂતોથી એ પર છે સદાનો ,
એ છે પ્રભુહૈયાનું ફૂલ !
એને કેમે ન કોઈ કનડશો રે ,
એમાં વહે છે સ્વર્ગંગાનાં સ્રોત ! મારા ૦ ૩

વાદળમાં રહે વીજ સંતાઈ ,
ધરતીને ઉદરે રહે આગ ;
કાયાની દીવીમાં દીપ તપે , તેનો
પામે ન પૂર્ણ કો તાગ :
નવ દીવીમાં કો દૃગ જડશો રે ,
જ્યોતે જ્યોત જ રહે ઓતપ્રોત !–મારા ૦ ૪

દીવી દેખાય ને દીપ દેખાય નહીં ,
એવી આ રચના અનન્ય !
દીવી ભાંગી અંતે મટ્ટી થશે પણ
દીપ સદા જળે ધન્ય !
એની ગૂંચે અદલ ના આથડશો રે ,
નથી દીપ એ જીવન કે મોત !– મારા ૦ ૫

## માથે બાર હાથનો ઊભો

( રાગ જોગી આસાવરી–તાલ ત્રિતાલ )

માથે બાર હાથનો ઊભો ,
મારો નાથ જગતનો સૂબો !–

સાગરના કિનારા પરના
રેતીકણશો હું તો ;
મુજ ચિત્તે ચિંતા શી રાખું–
રહું નિરાંતે સૂતો !
માથે બાર હાથનો ઊભો ૦ ૧

ચાર દિવસના ચાંદરણાશું
જીવન માનવ કેરું ;
નાથે આપ્યું, નાથ નિભાવે–
રમ્ય ઘડી કે ઘેરું !
માથે બાર હાથનો ઊભો ૦ ૨

હસવું રોવું, ઊઠવું, કૂટવું :–
જળપરના પરપોટા :
ઉષા અને સંધ્યાના જેવા
ખીલે ખરે ગલગોટા !
માથે ભાર હાથનો ઊભો ૦ ૩

ચિંતાની ગાંસડી લઈ ખંભે
ચાલે જન દિનરેના :
કોણ સહે એ ભાર ખરેખર –
પૃથ્વી કે પગ એના ?
માથે ભાર હાથનો ઊભો ૦ ૪

નિજ ટચલી અંગુલિ પર તો જે
હિમાચળને ધારે,
છે ચિંતા તેને જ જગતની –
તે જ ઉગારે મારે !
માથે ભાર હાથનો ઊભો ૦ ૫

આંખ સમીપ ન જોઈ શકે તે
કાલ તણું શું જાણે ?
જે શુભ સુક્ત હશે તે કરશે
નાથ અદલ નિજ ટાણે !
માથે ભાર હાથનો ઊભો ૦ ૬

## સુરસંદેશનો ઉત્તર

( પીલુ )

સુરજન ! પ્રભુજનને પાછું જઈ કહેજો આટલું :
  તારો નાથ સ્વીકારે છે તુજ પ્રેમપ્રણામ ;
ચાલ્યું જાય જગત આ મારું મારા સત્યમાં ,–
  તું એ સમજે તોપણ કેમ પુકારે આમ ?
    સુરજન ! પ્રભુજનને પાછું જઈ કહેજો આટલું !   ૧

મેં તો સર્વ દિશાઓ બાંધી તારા લાભમાં ,
  તારી આંખો જોઈ ઝૂમે મુજ બળતાં તેજ :
કાળાં ઘનનાં ઢાંકણ ઘડીભર રક્ષે દૃષ્ટિને ,–
  જ્યોતિ તજી તુજ પર શેં નાખે ઢાંકણ એ જ ?
    સુરજન ! પ્રભુજનને પાછું જઈ પૂછજો આટલું !   ૨

તેજ અને અંધાર વિના જગપટ ન વણાય આ ,
  કેવળ તેજે કે કેવળ અંધારે અંધ :
હું નહીં ચલવું તો માનવ નહીં ચાલે એવું યે ,–
  એ તો ખૂંચી પડે અંધારતણો જડબંધ !
    સુરજન ! પ્રભુજનને પાછું જઈ કહેજો આટલું !   ૩

---

* "ભજનિકા" માંના "સુરસંદેશ" કાવ્યનો ઉત્તર.

મારાં પૂર્વ અને પશ્ચિમનાં ગૃહદ્વારો ખુલે,
જગમાં જ્યોતિ વહાવું ત્યાંથી રંગેરંગ;
મધ્યાહ્ને મધરાતે કુદન વેરું હું બધે,
પણ માનવ તો ખૂંદે પૃથ્વીકળાણુનાં અંગ!
સુરજન! પ્રભુજનને પાછું જઈ કહેજો આટલું! ૪

મારો શબ્દ સનાતન મેં તો આપ્યો મૂળથી,
તેના નાદે જાગી ઝૂલી રહ્યાં બ્રહ્માંડ;
તમને વાણી દીધી ગુણ ગાવા ને ચાહવા,
પણ તમને તો ગમે મચવવા અઘટાકાંડ!
સુરજન! પ્રભુજનને પાછું જઈ કહેજો આટલું! ૫

દીધા મેં તમને અમીઝરતા મોંઘા મેહુલા,
પણ લઈ કેદ તમે શેં કીધી તેની વીજ?
મેં શ્રદ્ધાની વેલ ઉગાડી જ્યાં તમ અંતરે,
ત્યાં મુજ હસ્તી થકી જ શેં વાવો શંકાબીજ?
સુરજન! પ્રભુજનને પાછું જઈ પૂછજો આટલું! ૬

ગામેગામ તમે મદિર બાધ્યાં મુજ નામનાં,
પણ ત્યાં દભ ચલાવો નટનીનાં કરી નૃત્ય;
સ્વર્ગે દેખાડો તમ શીર, ચાલો પાતાળમાં:
એવા દભી જૂઠા જીવને ક્યાં રહે સત્ય?
સુરજન! પ્રભુજનને પાછું જઈ પૂછજો આટલું! ૭

સત્ય ભણી પળવા લડી લેવું અસત્યોશું ભલું,
તોડી તિમિરોને જવું તેજ ભણી છે નેક ;—
મળશે કેમ અમરતા કાચી કાય તજ્યા વિના ?
તરશો ડૂબશો પણ મુજથી ન જશો દૂર છેક !
સુરજન ! પ્રભુજનને પાછું જઈ કહેજો આટલું ! ૮

આપ્યું જીવન મેં જગમાં નેકી બદી તોલવા,
મૂકી સ્નેહ જતાં જન પીધાં બદીનાં ઝેર ;
દીધી આંખ તને, પણ તું અંતરમાં ના જુએ ;
તું હું એક છિયે પણ તું ન જુએ કો પેર !
સુરજન ! પ્રભુજનને પાછું જઈ કહેજો આટલું ! ૯

હું તો બોલ્યો મારો બોલ : અબોલ રહું હવે :
તે સ્મરતાં આવો પકડી મારી ઋતવાટ !
જડ કાયા માયા ફોડી મુજ પાસે આવશો,
ત્યારે નભનભ મારી કૂલશે છાતી વિરાટ !
સુરજન ! પ્રભુજનને ખુલ્લું કહી દેજો આટલું ! ૧૦

## તૂટેલાં ઝાંઝરિયાં

( રાગ ધનાશ્રી–તાલ લાવણી ) *

તૂટી મુજ ગયાં રે ઝાંઝરિયાં,
    નૃત્ય તે કેમ કરું હું ?–

પહો ફાટયું ને સૂરજ ઊગ્યા,
    ઊઠી પ્રભુ સમરું હું ;
દેવતણી સેવા કરવાને
    સ્નાનવિધિ વિચરું હું .
    તૂટી મુજ ગયાં રે ઝાંઝરિયાં !– ૧

સજી સોળ શણગાર રૂપાળા
    સુંદર બની નીસરું હું ;
ઝાંઝરિયું પગમાં બાંધું ત્યાં
    તૂટયાં જોઈ થથરું હું !
    તૂટી મુજ ગયાં રે ઝાંઝરિયાં ! ૨

કોણે તોડ્યાં મુજ ઝાંઝરિયાં ?
    મુજ દુર્ભાગ્ય ડરું હું ;
મુજ ગભરાતા મનમાં કંઈ કંઈ
    તર્કકુતર્ક ભરું હું :
તૂટી મુજ ગયાં રે ઝાંઝરિયાં ! ૩

---

* " મેરી તો ગઈ રે મથનિયાં, દધિ કયસે વલોવું ?"–એ કવ્વીરપદની રાહ.

એનાં છુમછુમમાં તો ભરભર
મુજ ઉરથી ઊભરું હું;
કેમ કનૈયો મુજ રીઝાયું,
જીવને કેમ ઠરું હું?
તૂટી મુજ ગયાં રે ઝાંઝરિયાં! ૪

ઝાંઝરિયાં મુજ કોણ સમારે?
નૃત્યે ક્યમ ઊતરું હું?
મુજ હૈયાનાં ઝાંઝરિયાં કરી
ક્યમ મુજ પાય ધરું હું?
તૂટી મુજ ગયાં રે ઝાંઝરિયાં! ૫

વાહ, કનૈયા! તું લઈ બેઠો!–
જોઉં ટીખળ જબરું હું!
છુમછુમ છુમછુમ છુમક ફરી આ
નૃત્યે અદલ સરું હું!
તૂટી મુજ ગયાં રે ઝાંઝરિયાં!– ૬

## નટની

( રાગ ઝિંઝોટી-તાલ દીપચંદી ) *

નાચી રહી ખલક કો નખરાતી નટની !
કોણ કથની કરે રે એના ઘટની ?–
નાચી રહી ખલક કો નખરાતી નટની !

નાચી ઉષા પૂર્વતોરણે ભરતી
રંગત એની રમઝટની ;
પ્રકટ ઊઠે એની ઘાઘરઘેરમાં
રંગલીલા એના પટની !
નાચી રહી ખલક કો નખરાતી નટની ! ૧

નિજ રંગમંડપે નાચતી સંધ્યા
શોભા વધારે ઘૂંઘટની ;
નાચતી રાચતી ઊતરી જતી એ
પાર દિગંતના તટની !
નાચી રહી ખલક કો નખરાતી નટની ! ૨

* "નાથ ! તુમ જાનત હો સબ ઘટકી"–એ મીરાંબાઈના પદની રાહ.

નાચે પરિચારિકા તારિકા સાથે
રજની યૌગમ પણુઘટની :
મોતીભરી એની વેણીમાં ઝમકે
શોભા શી ચંદ્રમુગટની !
નાચી રહી ખલક કો નખરાતી નટની ! ૩

નાચે કનૈયો જ્યાં ગોપીશું ગાતો
લીલા નિજ રાધાની લટની :
અદલ બ્રહ્માંડનું નૃત્ય જોઈ રાચું હું
નીચે આ આભ ઘુમ્મટની !
નાચી રહી ખલક કો નખરાતી નટની ! ૪

## ચંદાનો હિંડોળો

( ગરબી–"ઝીણા ઝરમર વરસે મેહ" )

હીંચે હીંચે ઊંચી આભકેરી ડાળ,
હીંચું ત્યાં હું સાથે, સખી!
બેસી હોડલાની રૂપારંગી પાળ,
હીંચું કોને હાથે, સખી?–

હીંચતી હીંચતી ને અમૃત સીંચતી,
પૂર્વથી પશ્ચિમ હું જાઉં રે;
કોણ મારા હોડલાનો હીંચવે હિંડોળો?
પાછું જોતાં હું હારી ખાઉં:
હો! હીંચું કોને હાથે, સખી? ૧

દૂર દૂર હીંચે પેલા હીરલ તારા,
હીંચે હીંચે ને રહે મલકાતા રે;
મારા આ હોડલાની પાળે અથડાતા
જ્યોતિના લોઢ રહે છલકાતા:
હો! હીંચું કોને હાથે, સખી? ૨

હીરની દોરી ઝાલી નભથી ઊતરતી,
સરતા સૌ તારલા દિગંતે રે;
મારું યે હોડલું આ ઝૂલે ઝુલાતું,
સરતું ત્યાં રવિકિરણ તંતે!
હો! હીંચું કોને હાથે, સખી!

સુધાભર્યું આ મારું હોડલું ઊતરે,
ઘડીક થોભે પૃથ્વીઘાટે રે:
હળવે હળવે આ મારો હીંચકો ઠરે ત્યાં
આવીને બેસો પુણ્યપાટે!
હો! હીંચુ કોને હાથે, સખી!

## મઘમઘ મોઘરિયાં

( રાગ આસાવરી–તાલ ત્રિતાલ )

મઘમઘ મોઘરિયાં રે
 મારાં મઘમઘ મોઘરિયાં !
અંગે અત્તર છાંટયાં આવ્યાં જાણે
 ગોરાં મોંઘલિયાં !
 મારાં મઘમઘ મોઘરિયાં રે !–

સાંજ પડે ને ઘરબાગે મુજ
 મઘમઘ રહેતાં મહેકી ;
ઘૂમતી લહરી સાથે આવે
 એની મદભર લહેકી !
 મારાં મઘમઘ મોઘરિયાં રે ! ૧

ગોરાં દૂધ સમાં કે ધોળાં
 હંસ સમાં છે ગોરાં ;
મુજ ઉરવાડીમાં એ જાણે
 ઊભર્યાં રસનાં ફોરાં !
 મારાં મઘમઘ મોઘરિયાં ! ૨

ગોરા નભના તારા જેવાં
 બાગે-શ્વેત ઝબૂકે;
આત્માની ફોરમથી અદ્‌ભુત
 હૃદયસુગંધી ફૂંકે!
 મારાં મઘમઘ મોઘરિયાં રે! ૩

મોઘરિયાં! તમ હૃદયકળા આ
 ભરી દઈએ અમ શ્વાસે;
અમ ઉરબાગ સદા રહે મહેકી
 એવી ભક્તિસુવાસે!
 મારાં મઘમઘ મોઘરિયાં રે! ૪

ભોમે મોઘરિયાં ઝબૂકે ને
 વ્યોમે મહેકે તારા!
કોક અદલ વિરલાં એ પ્રભુના
 સમજે ગૂઢ અણસારા!
 મારાં મઘમઘ મોઘરિયાં રે! ૫

## માંડવો મોતીભર્યો રે

( આશાભર્યાં તે અમે આવિયા )

મોતીભર્યો છે મારો માંડવો ,
ને ઉપર ઝાલર ઝૂલે ઊર્મિછોળ રે ;
માંડવો મોતીભર્યો રે :
પોણી તે પૃથ્વીને છાઈને
રહું ઝૂલતો હું આકમઝોળ રે !
માંડવો મોતીભર્યો રે . ૧

કરતો રહું કાળજૂની વાતડી
ને સાથે ઘેરું ગંભીરું મુજ ગાન રે ;
માંડવો મોતીભર્યો રે :
સૂર્ય શશી વળી તારલા
રોજ સુણતા એ જાય ધરી ધ્યાન રે :
માંડવો મોતીભર્યો રે . ૨

આવે સૂસવતા વાયરા,
ને મારી ઝાલર ઊંચે ઝોલાં ખાય રે;
માંડવો મોતીભર્યો રે:
ચોગમ ઊડી મારાં મોતીડાં
પાછાં માંડવ પડી છંટાય રે!
માંડવો મોતીભર્યો રે. ૩

ઉરમાં જગત બીજું જાગતું,
ને ઊભી કૈં કૈં મોંઘી મહેલાત રે;
માંડવો મોતીભર્યો રે:
મોહક મોતીની મેડીઓ
ને લીલી લીલાની નવલી બિછાત રે!
માંડવો મોતીભર્યો રે. ૪

મીઠી મીનાક્ષી જળસુંદરી
મારે માંડવે રમતી રોજ રે;
માંડવો મોતીભર્યો રે:
પડતાં પૃથ્વીજનની દૃષ્ટિએ
સહુ ઘેલા બની કરે ખોજ રે!
માંડવો મોતીભર્યો રે. ૫

કૈં કૈં દેશોના દેહ દોહ્યલા
પડ્યા માંડવ નીચે ઢંકાઈ રે;
માંડવો મોતીભર્યો રે.
કૈં કૈં ખજાનાના ઢગ પડ્યા
મહીં ઊંડે સદાના સમાઈ રે!
માંડવો મોતીભર્યો રે. ૬

આવો, સાજનિયાં પૃથ્વીનાં!
મારે માંડવ છે લક્ષ્મીનાં ધામ રે;
માંડવો મોતીભર્યો રે:
જોશે ને જાણશે જોગવી,
તેને મળશે અદ્દલ અભિરામ રે!
માંડવો મોતીભર્યો રે. ૭

# સ્વર્ગગંગાનું ગાન

( ઝીણા ઝરમર વરસે મેહ )

અમૃત ભરતી ઊતરું બ્રહ્મહૃદયથી આભ
હું તો સ્વર્ગગંગા, સખી !
છલછલ કરતી મારી તારાભરી છાબ :
હું તો સ્વર્ગગંગા, સખી !–

અમૃત મારાં ઝળતાં રેલે આકાશે,
વહેતાં તેમાંથી ઝરણો લાખો રે ;
સૃષ્ટિ બધી પોષાતી જતી એ અમૃતે,
જીવન પામે ખગોળ આખો :
હો ! હું તો સ્વર્ગગંગા, સખી !– ૧

અમૃત પીતું ફૂલે અનંત બ્રહ્માંડ આ,
અમૃત પીતું જગત ખીલે રે ;
અમૃત પીતી આપે જ્યોતિઓ ઝળહળે,
અમૃત જગજન પણ તેવાં ઝીલે :
હો ! હું તો સ્વર્ગગંગા, સખી !– ૨

આખું આ આભ મારા ઊંડળમાં વીંટું,
વળગી રહું શેષનાગ જેવી રે;
ફેલાવી મારી મોટી ફણા સહસ ત્યાં
રક્ષું હું સૃષ્ટિ આખી કેવી!
હો! હું તો સ્વર્ગંગા, સખી!— ૩

કૈં કૈં નક્ષત્રો કેરી અદ્ભુત માળાઓ
મારે ગળે ઝૂલી વિરાજે રે;
સ્વર્ગનાં દ્વાર ખૂલે સામે, જ્યાં સંતો
આવે ચઢી મુજ જ્યોતિપાજે!
હો! હું તો સ્વર્ગંગા, સખી!— ૪

પુણ્યના પંથ જગના મળતા મુજ પંથમાં,
જતા મુજ પંથ સ્વર્ગદ્વારે રે:
આવો, આવો, હો સાચાં સંતો થઈ આવો,
અદલ લઈ જાઉં પલકારે!
હો! હું તો સ્વર્ગંગા, સખી!— ૫

## પ્રભુનો ભેખ

( રાગ કલ્યાણ–તાલ દાદરો )

વિશ્વ રચી તેનો ત્યાગ મેં કીધો,
તારે માટે મેં આ ભેખ છે લીધો !–

સૃષ્ટિસૌંદર્યની પૂઠે ધાતો,
માનવ ! ભૂલી મને જ તું જાતો !
    સ્નેહ તજ્યો ને તેં છેહ છે દીધો :
તારે માટે મેં આ ભેખ છે લીધો !–    વિશ્વ૦ ૧

સુંદરતામાં તું રહે સપડાઈ,
મોહથી મહેંજે તું જાય બંધાઈ;
    ભૂલ્યો તું ભ્રમમાં ને ધનમદ પીધો :
તારે માટે મેં આ ભેખ છે લીધો !–    વિશ્વ૦ ૨

સંસારે તું ગળાડૂબ પેઠો,
તારે હૈયે જઈ સેતાન બેઠો;
    સુખથી તું રાચ્યો ને દુઃખથી તું બીધો :
તારે માટે મેં આ ભેખ છે લીધો !–    વિશ્વ૦ ૩

દુનિયાના દાવા કો દિન ઊતરશે,
આંખ તારી આભપાર ફરશે;
    કાંધાનો રૂપો તું આવશે સીધો !
તારે માટે મેં આ ભેખ છે લીધો !–    વિશ્વ૦ ૪

## સ્વપ્નાંના મહેલો

( રાગ જોગિયા–તાલ દાદરો )

પ્રભુ ! મારા સુંદર સ્વપ્નાંના મહેલો
આજે મારી સામે ભાંગી ભૂકો થાય !
હતા બધા ખેલણિયાના એ ખેલો ,
હવે એની જોવા યે મળશે નહીં છાંય !–

સોના રૂપા થકી બાંધી'તી ભીંતો ને
સંધ્યારંગી હતાં છાજ ,
માણેક મોતીથી ઝૂલતા ઝરૂખા–
સુંદર હતો સહુ સાજ :

આજે ત્યાં ન ઊભો રે એક યે ડેલો ,
નહીં તેની નિશાની યે કોઈ દેખાય :
પ્રભુ ! મારા સુંદર સ્વપ્નાંના મહેલો
આજે મારી સામે ભાંગી ભૂકો થાય !– ૧

ક્યાં છે મિનારા ને ક્યાં તે ફુવારા ?
ક્યાં છે તે રમણીય રાચ ?
આ તો નથી ખંડિયેર કો ઊભું–
નથી કોઈ રત્ન કે કાચ !

હવે વહેતાં આંસુનો ચાલે છે રેલો ,
જોતી રહે શૂન્યમાં તૂટતી આ કાય :
પ્રભુ ! મારા સુંદર સ્વપ્નાંના મહેલો
આજે મારી સામે ભાંગી ભૂકો થાય ! ૨

મહેલ ગયા ને ખેલ ગયા પણ
મુજને મળી નવી મહેર :
મારા જ મહેલે ઢાંક્યો હતો તારો ,
જોઉં તે હવે શુભ પેર !

મટી સ્વપ્નઘેલો હું થઉં નાથઘેલો ,
ત્યારે નાથ ! આવી તું મુજમાં સમાય !
પ્રભુ ! મારા સુંદર સ્વપ્નાંના મહેલો
હવે મારાં સ્મરણથકી યે લોપાય ! ૩

## વાણી વાગી

( રાગ કાફી-ત્રિતાલ )

વાણી વાગી, વાણી વાગી, વાણી વાગી રે,
હો પ્રભુ! જેની, હૈયે તારી વાણી વાગી રે!–

ઊંચા તારા બોલ ફૂટ્યા, વિશ્વના હૈયાએ ઘૂંટ્યા:
આજે મુજને લગની લાગી રે:
હો પ્રભુ! જેની, હૈયે તારી વાણી વાગી રે!– ૧

કૈંકોના છે ઢાંક્યા કર્ણો, કૈંકોનાં નહીં ફૂટતાં પર્ણો;
ભૂલ્યા ભમતા કૈંક અભાગી રે:
હો પ્રભુ! જેની, હૈયે તારી વાણી વાગી રે! ૨

એ વાણીના બોલ અનેરા, ઝીલશે તેના ટળશે ફેરા:
મેં તો ઝીલ્યા આજે જાગી રે:
હો પ્રભુ! જેની, હૈયે તારી વાણી વાગી રે! ૩

ઊંડે ઊંડે અથડ્યા સૂરો, હું તો ઝબકી જાગ્યો પૂરો;
ભવની ભ્રમણા ગઈ સૌ ભાંગી રે:
હો પ્રભુ! જેની, હૈયે તારી વાણી વાગી રે! ૪

વાણી વાગી, ઊઠ્યો જાગી, તૃષ્ણા ગઈ તનમનની ત્યાગી:
થયો અદલ પ્રભુરાગી રે:
હો પ્રભુ! જેની, હૈયે તારી વાણી વાગી રે! ૫

## સાહેબની સગાઈ

( રાગ ભૈરવી—તાલ ત્રિતાલ )

રહ્યો સાહેબ તુંમાં સમાઈ:
રે જીવ! તારે તે શેની જુદાઈ?—

આંખ જુએ બધું બહાર ફરી ત્યાં
    જગત જુદાઈ જણાઈ;
પણ ભીતર ઊતરી નિરખે તો
    ભેટે ત્યાં સાહેબ ધાઈ!
    રે જીવ! તારે તે શેની જુદાઈ? ૧

આભમાં વાયુ ને વાયુમાં આભ, છે
    એવી કરામત કાંઈ;
જ્યોતિમાં અગ્નિ ને અગ્નિમાં જ્યોતિ-
    એ તો છે અજબ સગાઈ!
    રે જીવ! તારે તે શેની જુદાઈ? ૨

તારે હૃદય તુજ સાહેબ બેઠો,
    હસતો ત્યાં સ્નેહે જડાઈ:
તારી ને તેની છે જોડ એવી કંઈ
    વિશ્વે સદાની ઘડાઈ!
    રે જીવ! તારે તે શેની જુદાઈ? ૩

શાને જુદાઈએ તલખે તું ભ્રમમાં;
    શાને રહે ગમ ખોઈ?
સાહેબ ને તું અતૂટ સદાના;
    અદલ રહો રંગે રંગાઈ!
    રે જીવ! તારે તે શેની જુદાઈ? ૪

## અદ્ભુત ખેલ

( રાગ માઢ—તાલ દાદરો )

તને ક્યાં ક્યાં તે જઈ મારે ગોતવો ?
નાથ ! એવા તે શા તુજ ખેલ !—
તું તો નાસે દૂરની દૂર ટહેલ રે,
તને ઝાલવો બહુ મુશ્કેલ રે :
તને ભાગતાં કેમ રે રોધવો ?
નાથ ! એવા તે શા તુજ ખેલ !—

ગામોને ગોત્યાં, શહેરોને શોધ્યાં,
ખોળ્યાં ગુફા, વન, પહાડ :
ક્યાં યે મળે નહીં પત્તો કો તારો—
આવે વચ્ચે કૈંક આડ રે :
નાથ ! એવા તે શા તુજ ખેલ !— ૧

વાદળ ઉપર મારી છલંગ ને
ત્યાંથી કૂદ્યો ચંદ્રપાળ :
તારાની પગથીએ પગથીએ ચઢતો
મારી અનંતમાં ફાળ રે !
નાથ ! એવા તે શા તુજ ખેલ !— ૨

મેઘધનુતણી તોરણમાંથી
    પહોંચ્યો હું સંધ્યાપ્રદેશ :
સૂર્યકિરણ પર સ્વાર થઈને
    પામ્યો ઉષામાં પ્રવેશ રે !
    નાથ ! એવા તે શા તુજ ખેલ !– ૩

આભમાં અંજનિસુત સમ ઊછળ્યો ને
    ફરી વળ્યો ઊંડા અંધાર :
ઊભી અનંતતા–આંગણે મેં
    પાડ્યો તુજ નામપુકાર રે !
    નાથ ! એવા તે શા તુજ ખેલ !– ૪

ક્યાં તું ભરાયો હશે, નાથ ! તેની
    કોણ મને દેશે ભાળ ?
કલ્પનાની મારી પાંખો ગઈ તૂટી,
    આવ્યો સહુ યત્નોનો કાળ રે !
    નાથ ! એવા તે શા તુજ ખેલ !– ૫

હારી બેઠો મુજ દેહે હું પાછો ત્યાં
    ઊગ્યો ઉરે નવો ભાસ :
હૈયે કો ઠોકા છે મારી રહ્યું ને
    સોહં સોહં લે શ્વાસ રે !
    નાથ ! એવા તે શા તુજ ખેલ ! ૬

નાથ તું ને હું ત્યાં સાથે રહીને
હૈયે બજવિયે વાજં!
અદલ હું ગાઉં તારાં ગીતડાં ને
બજવ્યો તું જા તુજ પખાજ રે!
નાથ! એવા હો આપણા ખેલ!– ૭

## તારા ચરણમાં

( રાગ દેશ–તાલ લાવણી )

સારું જગત ઝૂકે છે તારે ચરણ, પ્રભો!
ચરણ પ્રભો! તારે ચરણ પ્રભો!
સારું જગત ઝૂકે છે તારે ચરણ, પ્રભો!–

જમણે ચરણ પડી રવિએ ઊગવાનું;
ડાબે ચરણ ઢળી અસ્ત થવાનું:
ચરણ વિના ક્યાંથી શરણ, પ્રભો?
સારું જગત ઝૂકે છે તારે ચરણ, પ્રભો!– ૧

તારા ને ચંદ્ર ચુમે ચરણો દિગંતે,
ચરણે વીંટાતું ઇંદ્રધનુ યે અનંતે:
સૌનો છે તું જ ધારણધરણ, પ્રભો!
સારું જગત ઝૂકે છે તારે ચરણ, પ્રભો!– ૨

જગતની માયા તો છે ભૂલ્યાંની ભ્રાંતિ;
તારાં જ ચરણો વિના અંતિમ ક્યાં શાંતિ?
ભવદરિયે તું જ તારણતરણ, પ્રભો!
સારું જગત ઝૂકે છે તારે ચરણ, પ્રભો!— ૩

તારે ચરણ મારું જીવન મેં મૂક્યું,
તારે ચરણ સદા શિર મુજ ઝૂક્યું:
જીવન છે તારું જ અમીઝરણ, પ્રભો!
સારું જગત ઝૂકે છે તારે ચરણ, પ્રભો!— ૪

## જ્યોતિગ્રહણ

( ૫૬ ) *

નાથ ! જરી જરી આવે પ્રકાશ રે,
ત્યાં તો તૂટી પડે મુજ આશ રે :
નાથ ! મથન કરું તને પામવા હો જી !–

નૂર નયનમાં ઊગવા રે
રહ્યાં પ્રલપલી પોપચાં કાંઈ:
ઊગ્યું, ઊગ્યું – એમ ધારતાં
તે તો પલકે જતાં ત્યાં બિડાઈ રે !
નાથ ! મથન કરું તને પામવા હો જી !– ૧

ઊઘડે બિડાય એ પોપચાં રે
ફરી ફરી ગ્રહવા તે નૂર;
આવે પ્રકાશ ન ત્યાં ફરી,
એ તો ઊલટું થયું જાણે ઉર રે !
નાથ ! મથન કરું તને પામવા હો જી !– ૨

સાગર કેરી ઊર્મિઓ રે
આવી કિનારે સહુ પછડાય ;
જોતજોતાં જાય જળ હઠી,
નહીં ઊર્મિ તે ત્યાં પકડાય રે !
નાથ ! મથન કરું તને પામવા હો જી !– ૩

*“ સાધુ ! ચોઢી બિખ રહેના રામસે એ જી !”–એ ભજનની રાહ.

ચંદ્રતણી રૂડી ચાંદની રે
　　આસે રેલી રહે આનંદ ;
ચાંદની ઝીલી શકાય ત્યાં ,
　　પણ ઝીલી શકાય ન ચંદ રે !
　　નાથ ! મથન કરું તને પામવા હો જી ! ૪

ખરતા તારાઓ વ્યોમમાં રે
　　દૃષ્ટિ સામે ઊતરતા આ ભોમ ;
શોધ્યા ન તે ભૂમિમાં મળે ,
　　જતી જ્યોતિ ઊડી એની વ્યોમ રે !
　　નાથ ! મથન કરુ તને પામવા હો જી ! ૫

અંતર કેરી થાળને રે
　　હું તો કરી દઉં પૂર્ણ પવિત્ર ;
આત્મા ગ્રહે તુજ જ્યોતિને
　　જેમ બિંબ ઝીલે સૂર્યચિત્ર રે !
　　નાથ ! મથન કરુ તને પામવા હો જી ! ૬

નાથ ! તને એમ અંતરે રે
　　રાખુ ચિત્ર અમો સ્થિરરૂપ :
અદલ અખંડ એ આનંદમાં
　　ઊભરે ઉન્ના અમીરસકૂપ રે !
　　નાથ ! મથન કરું તને પામવા હો જી ! ૭

## પ્રભુનામ

( રાગ સારંગ–તાલ ધુમાળી )

પ્રભુનામ વિના , સાર નહીં કો સત્ય બીજો સંસારમાં ;
પ્રભુધામ વિના , પાર નહીં કો વિશ્વતણા અકૂપારમાં !–
પ્રભુનામ વિના ૦

આકાશે કો આધાર નહીં ,
સાગરમાં ઊર્મિસુમાર નહીં :
ક્યાં ઠરવું જ્યાં કો ઠાર નહીં ?
પ્રભુનામ વિના ૦ ૧

કાદવમાં ઊગી થાય છતું
ફૂલ કમળતણું સૌંદર્યવતું .
પણ સૂર્ય વિના તે ના ખીલતું :
પ્રભુનામ વિના ૦ ૨

વાદળ વિણ મેઘધનુ રહે ક્યાં ?
ધરતી વિણ સરિતા પણ વહે ક્યાં ?
માનવજીવન જઈને ગ્રહે ક્યાં ?
પ્રભુનામ વિના ૦ ૩

પ્રભુનામે વિશ્વતણી હસ્તી,
છે જડચેતનની સૌ વસ્તી :
પ્રભુવિણ ક્યાં જીવનની મસ્તી ?
પ્રભુનામ વિના ० ૪

નહીં વસ્તુ થકી છાયા તૂટે,
નહીં લાલી ઉષાથી કો ચૂંટે;
નહીં પ્રભુથી પ્રભુનું વિશ્વ છૂટે :
પ્રભુનામ વિના ० ૫

પળપળ પ્રભુનું સતનામ જપો,
પળપળ પ્રભુના ઋતમાંહીં તપો,
કરી જન્મ સફળ આ અદલ ધપો !
પ્રભુનામ વિના ० ૬

## સાહેબો કે દાસ ?

( રાગ જોગિયા–તાલ દાદરો )

મારાં વહાલાં બધાં ગયાં ચાલી ,
    હવે મારે અંતર શી રહી આશ ?
મારું હૈયું થયું બધું ખાલી :
    હવે મારા સાહેબા ! તું કર ત્યાં વિલાસ !–

મારે આ ઓરડે આવી તું બેસે તો
    છે મારા ઘરનાં કંઈ મૂલ્ય ;
તું વિણ આખું આ જીવન હું તડપ્યો મેં
    થઈ ગયો તરણાને તૂલ્ય :
હવે હાથ આ મારો તું ઝાલી
    અહીં મારે હૈયે કરી લે આવાસ !
મારાં વહાલાં બધાં ગયાં ચાલી ,
    હવે મારે અંતર શી રહી આશ ?– ૧

મારો એ સાહેબો ત્યાં આવીને બેઠો
    મારી પલાંઠી અછૂટ :
આ લાવ ને પેલું આપ મને,–એમ
    માગ્યો એ જાય અખૂટ !

મારા ઘરમાં તો ફૂટતી તાળી–
કયાંથી લાવું–આપું તે સૌ એની પાસ ?
મારાં વહાલાં બધાં ગયાં ચાલી,
હવે મારે અંતર શી રહી આશ ?– ૨

એનો તો ઓરડો ચાલ્યો ભરાતો,
ને ઘર મારું થઈ ગયું શૂન્ય :
ઓ રે સાહેબા ! તું બેઠો હસે, આ તે
મારાં છે પાપ કે પુણ્ય ?
ત્યાં તો જ્યોતિ રહી બધે ફાલી,
ઊગ્યા મારી આંખે ત્યાં નવલા ઉજાસ :
મારાં વહાલાં બધાં ગયાં ચાલી',
હવે મારે અંતર શી રહી આશ ?– ૩

ઓ રે સાહેબા ! તું ઊંઘે સદાનો–
ભૂંડાને આપે તું મોજ :
ભક્ત આ તારો રહે રોતો પળેપળ
કરતાં ખરી તુજ ખોજ !–
અરે ઘેલા ! દે ભ્રમ તુજ ટાળી !
હું છું કોની પાસે તે તું જ તપાસ !
ભરી દીધું મેં ઉર તુજ ખાલી :
હવે તારો સાહેબો થયો તુજ દાસ !–
(મારી ધન્ય આ પળ મેં નિહાળી :
ભલે, ભાગ સાહેબા ! તું કર ત્યાં વિલાસ !)– ૪

## શરણું

(રઘુપતિ રામ હૃદેમાં રહેજો રે)

પ્રભુ મારા પ્રાણ! સદા મને સહાજો રે!
સાચા સ્નેહનાં અમૃત પાજો!– પ્રભુ૦

મેં તો શરણું તમારું જ લીધું રે,
જીવનભર તમ કીર્તન કીધું રે;
તમ મહેરતણું અમી પીધું:
પ્રભુ મારા પ્રાણ! સદા મને સહાજો રે! ૧

સગાંવહાલાંમાં કોણ છે મારો રે?
લાગે સર્વ સસાર આ ખારો રે:
મારો હાથ સદા હવે ધારો!
પ્રભુ મારા પ્રાણ! સદા મને સહાજો રે! ૨

નહીં લીલા આ બધી લલચાવે રે,
નહીં માયા હવે કૈં ઠગાવે રે:
હું તો બેઠો હવે તમ નાવે;
પ્રભુ મારા પ્રાણ! સદા મને સહાજો રે! ૩

મેં તો નાખ્યું બધું ત્યાગકૂપે રે,
જોઉં હું આ જગત જુદે રૂપે રે;
હવે અન્ય ન કો ધૂપ ધૂપે :
 પ્રભુ મારા પ્રાણ! સદા મને સહાજો રે! ૪

ઘસતાં ચકમક અગ્નિ ઝબૂકે રે,
વીજ પડતાં તો મેઘ ધડૂકે રે :
તમ જ્યોતિ પામ્યે આત્મ ગૂકે!
 પ્રભુ મારા પ્રાણ! સદા મને સહાજો રે! ૫

આવ્યાં જીવનનાં હવે આણાં રે,
કેમ ચૂકું એ મોંઘેરાં ટાણાં રે?
આપો નાથ! એ લાખેણાં લહાણાં!
 પ્રભુ મારા પ્રાણ! સદા મને સહાજો રે! ૬

## ખરો ભક્ત

( રાગ ખમાચ–તાલ ધુમાળી ) *

ભક્ત ખરો તો તે જ રહે જે
ભક્તિરસે રેલાઈ રે ,
પળપળ શ્વાસે પ્રભુ સરકે ને
હૃદયે રહે ધડકાઈ રે .–

ક્ષણુક્ષણુ જેની જીભે સરતું
પ્રભુનું નામ વદાઈ રે ,
અંતરકૂપે ફરતી માળા
રહે પ્રભુભાવ લિંજાઈ રે .– ભક્ત ખરો ૦ ૧

ખોલી નભઅંધાર બતાવે
જીવનમર્મો ગાઈ રે ,
એવું જ્ઞાન ભરે મુઠ્ઠીભર
રહે આભે ઉભરાઈ રે !– ભક્ત ખરો ૦ ૨

મન વચને ને કર્મે રાખે
ઉર એકત્વ જ છાઈ રે ,
રવિ અગ્નિ ને જ્યોતિ સદા જ્યમ
એક જ રહે ઝલકાઈ રે .– ભક્ત ખરો ૦ ૩

* "જીભલડી રે તને હરિગુણ ગાતાં આવડું આળસ ક્યાંથી રે,"–એ રાહ.

કાચ સમું નિજ જીવન રાખે,
દુઃખમાં ભલે પિલાઈ રે,
સ્વચ્છ જીવનના નિજ આદર્શે
દાખે મન સુખદાઈ રે. – ભક્ત ખરો૦ ૪

પ્રભુને માટે, જગજન માટે,
આપે સેવા ધાઈ રે,
લાખ વિપત્તિ પડે પણ જે નહીં
જાય કદી ગભરાઈ રે. – ભક્ત ખરો૦ ૫

પ્રભુજ્યોતિનાં દર્શન થાતાં
જાય નહિ છલકાઈ રે,
અદલ સરલઉર ભક્ત જશે નિજ
અર્પણમાં જ ભુઝાઈ રે! – ભક્ત ખરો૦ ૬

## પ્રભુની બાથ

( મનને ચઢાવી મેલ્યું ચાકડે રે )

તારી તે બાથ કેવી મોટી છે, સાહેબા રે!
    અનંતતાને ઘેરી લેતી રે;
અણુગણુ તારિકા ને નિહારિકાઓ રે
    તારે અંતર ફરતી રહેતી રે:
    તારી તે બાથ કેવી મોટી છે, સાહેબા રે! ૧

તારી તે બાથ એવી મોટી છે, સાહેબા રે!
    અમને ત્યાં ચિંતા રહે શેની રે?
ઊભો તું પાસે ત્યાં તો દુષ્ટો ઝખ મારે રે,
    તારી કને છે મકદૂર કેની રે?
    તારી તે બાથ કેવી મોટી છે, સાહેબા રે! ૨

ચંદ્ર પૃથ્વીની ફેરી ફરતો રહે રે,
    પૃથ્વી ને ગ્રહો રવિની ફેરી રે;
સૌ ગ્રહોને લઈ રવિ આકાશે ઘૂમતો રે,—
    પણ એ સૌને તું લેતો ઘેરી રે!
    તારી તે બાથ કેવી મોટી છે, સાહેબા રે! ૩

હોય હજારો અરિઓ સામે ઊછળતા રે,
એક જ અંગુલિ બસ છે તારી રે!
તું તો ભલાનો ભેરુ સદા રહે પાસે રે,
ઓચિંતો આવી લે ઉગારી રે!
તારી તે બાથ કેવી મોટી છે, સાહેબા રે! ૪

તારી આ ઓથે રહ્યો જગતે હું જીવી રે,
દેહના દૈત્યો સાથે લડતો રે;
તારા સંદેશ ગંગાજળશા ઝીલીને રે
આપું દુનિયાને પડતો ખડતો રે!
તારી તે બાથ કેવી મોટી છે, સાહેબા રે! ૫

આખા આ વિશ્વને લે આભ ગોદમાં રે,
આભને તું રાખે તુજ હથેલીમાં રે!
મારા સ્નેહની રે બાથ અદલ તું જાણે રે:
રાખે તનેય ઉરથેલીમાં રે!
તારી તે બાથ કેવી મોટી છે, સાહેબા રે! ૬

## ઝાંસાચિઠ્ઠી

( રાગ દેશ-ચતુશ્રજાતિ-કહારવો ) *

તુંને લંટવાને આવું છું, પ્રભુ ! ઘર ભાળજે રે !
પ્રભુ ! સંભાળજે રે ! તુંને ૦

પૃથ્વી લૂંટી, સાગર લૂંટ્યા,
વ્યોમતણા તારાયે ઝૂંટ્યા;
ખૂટ્યા સર્વે ખજાના અહીં : ત્યાં ન્યાળજે રે !
પ્રભુ ! સંભાળજે રે ! તુંને ૦ ૧

મેઘધનુષનાં તોરણ લીધાં,
શુષ્ક ઉષા સંધ્યાને કીધાં,
ગંગાનાં અમી યે પીધાં ભરી કાળજે રે !
પ્રભુ ! સંભાળજે રે ! તુંને ૦ ૨

પૃથ્વીના રસ લીધા કાઢી !
આભ નિચોવ્યાં હાથ ઉપાડી ;-
મૂકી આડી દ્વાર ભલે તુજ ઢાળજે રે !
પ્રભુ ! સંભાળજે રે ! તુંને ૦ ૩

* 'કામણ દીસે છે અલબેલા તારી આંખમાં રે'–એ રાહ.

પડપડ વિશ્વતણાં મેં ખોળ્યાં,
અનંતતાનાં તળિયાં ઘોળ્યાં :
તારાં બોલ્યાં વચન સદા તું પાળજે રે !
પ્રભુ ! સંભાળજે રે ! તુંને ૦ ૪

નહીં આ તુજ અંધાર ડરાવે,
નહીં વીજના ભાલા અટકાવે ;–
લાખ ભલે તુજ તારકઆંખ ઉછાળજે રે !
પ્રભુ ! સંભાળજે રે ! તુંને ૦ ૫

લૂંટી લઉં તુજ ધામ ધસીને,
હરી લઉં તારું હૃદય હસીને :
મુજમાં અદલ વસીને સંતત મ્હાલજે રે !
પ્રભુ ! સંભાળજે રે !
તુંને લૂંટી હું ચાલ્યો, પ્રભુ ! મુજશું ચાલજે રે !
ખૂબ સંભાળજે રે !–
તુંને લૂંટવાને આવું છું, પ્રભુ ! ઘર ભાળજે રે !
પ્રભુ ! સંભાળજે રે !– ૬

## અબોલ આનંદ

( ૫૬ ) *

મારો સાહેબ મારે હૈયે રહે હસતો રે,
હૈયે વસીને રાજ કરતો રે:
ખૂણે ખૂણેથી હૈયું પ્રાવન કરીને રે
જ્યોતિ જ્યોતિથી બધું ભરતો રે!
મારો સાહેબ મારે હૈયે રહે હસતો રે. ૧

તમારો દેવ તો ત્યાં બેસીને દેવળે રે
હીરામોતીમાં રહે મઢાઈ રે;
તમે તો હાથ જોડી પૂજા કરીને રે
પાછા જતા નિજ ધંધે ધાઈ રે!
મારો સાહેબ મારે હૈયે રહે હસતો રે. ૨

મારો સાહેબ મારે હૈયે રહે રમતો રે
મારી સાથે મુજ બાપુ જેવો રે;
મારાં રમકડાં જાણે લઈ લઈ છુપાવે રે,
હું ત્યાં રહું તો દેતો મેવો રે!
મારો સાહેબ મારે હૈયે રહે હસતો રે. ૩

---

* "મનને ચઢાવી મેલ્યું ચાકડે રે"—એ ભજનની રાહ.

તમારો દેવ તો ત્યાં જડાયો દેવળે રે
બની મતા પૂજારી કેરી રે!
તમે તો માગો બહુ બહુ પણ એ શું આપશે રે!–
બેઠો પૂજારી એને ઘેરી રે!
મારો સાહેબ મારે હૈયે રહે હસતો રે. ૪

મારો સાહેબ મારે હૈયે રહે શયનો રે,
ભૂલી જતો ત્યાં સ્વર્ગ એનું રે!
મારા ભજનસૂરોને તારા બનાવી રે
નચવે સૌને ફૂંકી નિજ વેણુ રે!
મારો સાહેબ મારે હૈયે રહે હસતો રે. ૫

તમારો દેવ જાગે ઘંટાથી દેવળે રે,
તમે ન કોઈ ઘંટે જાગો રે!
અલખ લખ બધું તમને છે સરખું રે,–
તમે તો સત્તા દોલત માગો રે:
મારો સાહેબ મારે હૈયે રહે હસતો રે. ૬

મારો સાહેબ મારા હૈયામાં ઝૂલે રે,
અને હું એની કોટે ઝૂલું રે:
અમારા ખેલ એવા ગુપત ખેલિયે રે,
અબોલ આનંદે હું ડૂલું રે!
મારો સાહેબ અદલ હૈયે રહે હસતો રે. ૭

## આવશો મા !

( ક્યા માગું રે મેં ક્યા માગું )

આવશો મા, કોઈ આવશો મા !
અમે જઈએ અંધારે ત્યાં કોઈ આવશો મા !–

દુનિયાના દીવા બહુ ટમટમ ટમકે,
દીવા એ લાવી ત્યાં ટમકાવશો મા !
અમે જઈએ અંધારે ત્યાં કોઈ આવશો મા ! ૧

દુનિયા દિવાની અમને જીવવા ના દેતી ;
સુઆને હાવે કો સતાવશો મા !
અમે જઈએ અંધારે ત્યાં કોઈ આવશો મા ! ૨

સૂર્ય શશીના ભડકા, નિશદિન હોળી :
એવા સંસારે ફરી સપડાવશો મા !
અમે જઈએ અંધારે ત્યાં કોઈ આવશો મા ! ૩

તાપમાં તાવે કે એ બોળે બરફમાં :
એવી આ લોમે ફરી ભરમાવશો મા !
અમે જઈએ અંધારે ત્યાં કોઈ આવશો મા ! ૪

મુખમાં છે પળપળ પ્રભુ ને બગલમાં છુરી :
એવા દંભી જીવને ગૂંચવાવશો મા !
અમે જઈએ અંધારે ત્યાં કોઈ આવશો મા ! ૫

તમારા ભારી ભપકા તમને મુબારક !
અમને પાછા અદલ બોલાવશો મા !
અમે જઈએ અંધારે ત્યાં કોઈ આવશો મા ! ૬

# આણાં

( રાગ પરજ-તાલ ત્રિતાલ )

વાયાં વાયાં કંઈ નવતેરાં વહાણાં ,
આવ્યાં આવ્યાં હો આભનાં આણાં !–

મોંઘી મોંઘી છે મેઘની માળા ,
જામ્યા તે પરે રંગ નિરાળા ;
આજે લાખેણાં મળશે કૈં લહાણાં :
આવ્યાં આવ્યાં હો આભનાં આણાં ! ૧

ઝીણી ઝીણી લહર વહેતી આવે ,
મોંઘો નાથ સંદેશ સુણાવે ;
ફૂલે ફૂલે રહ્યાં ઝીલી શાણાં :
આવ્યાં આવ્યાં હો આભનાં આણાં ! ૨

આગણ વાળ્યાં ને જળ છંટાવ્યાં ,
ચોકચાંદણ ચે ઠીક કરાવ્યાં ;
વેર્યા ઊંબરે મોતીના દાણા :
આવ્યાં આવ્યાં હો આભનાં આણા ! ૩

એના હાથે પેગામ તે લેશો ,
એને સ્નેહે આલિંગન દેશો ;
આ તો જીવનનાં મોંઘેરાં ટાણાં :
આવ્યાં આવ્યાં હો આભનાં આણાં ! ૪

એના કરમાં કર મૂકીને પળવું ,
એને પગલે પગલું પુણ્યે ફળવું ;
વણાયા જીવનના તાણાવાણા :
આવ્યાં આવ્યાં હો આભનાં આણાં ! ૫

ખૂલ્યાં બારણાં પ્રભુઘર કેરાં ,
મીઠાં ગીત વહે રમ્ય ઘેરાં ;
અદલ છૂટશે ત્યાં જીવન-ઉખાણાં :
આવ્યાં આવ્યાં હો આભનાં આણાં ! ૬

## સાહેબાનાં ખોરડાં

( પાલવડો મારો મેલો મોહનજી )

અંજન અંજાયાં ઊંડાં આલમની આંખમાં,
રજનીનાં રાજ્ય પથરાયાં જગે :
એક પછી એક મારા સાહેબાનાં ખોરડાં
ઊંડેરાં આભમાં ઝગમગ ઝગે !
અંજન અંજાયાં ઊંડાં આલમની આંખમાં. ૧

સૂરજની ઝળહળતી આલર ઊંચકાઈ ત્યાં
ઊંડાણો આભનાં પ્રગટી રહ્યાં;
ધીમે ધીમે મારા સાહેબાનાં ખોરડાં
નવનવ પ્રકાશમાં પલકી રહ્યાં !
અંજન અંજાયાં ઊંડાં આલમની આંખમાં. ૨

તપતાં આ આખા યે જીવનના તાપમાં
સાહેબના ધામની પ્રતીક્ષા કીધી :
મોંઘાં મોંઘાં મારા સાહેબાનાં ખોરડાં
આજે લાગે રહ્યાં મુજને ચીંધી !
અંજન અંજાયાં ઊંડાં આલમની આંખમાં. ૩

લાખો દીવાળીના દીવાઓ દેશમાં
હૈયાના ભાવો જગાવ્યા કરે :
લાખો લાખો મારા સાહેબાનાં ખોરડાં
ઝબૂકતી જ્યોતિઓ હૈયે ભરે !
અંજન અંજાયાં ઊંડાં આલમની આંખમાં. ૪

નયનોની કીકીઓ નાચે ઉલ્લાસમાં ,
આનંદનાં ઝરણાં અનોખાં વહે :
ઝબકી ઝબકી મારા સાહેબાનાં ખોરડાં
નવલી મશાલ અમ જીવને ગ્રહે !
અંજન અંજાયાં ઊંડાં આલમની આંખમાં . ૫

મંદિર ને માળિયાં દીઠાં બહુ દીપતાં ,
મહેલો ને મેડીઓની શોભા ઘણી :
ઊંચાં ઊંચાં મારા સાહેબાનાં ખોરડાં
દીપે અતોલ જાણે હીરાકણી !
અંજન અંજાયાં ઊંડાં આલમની આંખમાં . ૬

વહાલા વતનમાં અમારાં એ ખોરડાં
આજે દે દૂરથી જ્યોતિ નરી :
એ રે લાખેણાં મારા સાહેબાનાં ખોરડાં
ક્યારે વસાવશું ત્યાં જઈને ફરી ?
અંજન અંજાયાં ઊંડાં આલમની આંખમાં . ૭

ઊતરશે મેઘધનુસીડી આકાશથી ,
જઈશું ઉપર અમે તે પર ચઢી :
ખુલશે ખુલશે મારા સાહેબાનાં ખો[illegible]
ઠરશું ત્યાં સાહેબાને વળ[illegible]
અંજન અંજાયાં ઊંડાં આ[illegible]માં . ૮

## પ્રભુવરના દીવડા

( રાગ આસાવરી–તાલ ત્રતાલ )

દીવડા તગતગે રે, દીવડા તગતગે રે !
ગામે ઝગમગે રે, દીવડા તગતગે રે !–

સૌ સંસારવતનને મૂક્યું
મેં તો પાછળ આજ ;
અંધારે ગૂંચવાઈ ગયો ને
તડફડ્યો મુક્તિ કાજ :
પગલાં ડગમગે રે, ત્યાં કંઈ ઝગમગે રે !
દીવડા તગતગે રે, દીવડા તગતગે રે ! ૧

દીવડાને સામે રાખી હું
પડતો નવલે પંથ :
કંઈ કંઈ સાદ સુણીને મારું
ચળતું ઘડીભર ચંત :
આંખો ચગચગે રે, ત્યાં કંઈ ઝગઝગે રે !
દીવડા તગતગે રે, દીવડા તગતગે રે ! ૨

નયનોની કીકીઓ નાચે ઉલ્લાસમાં ,
આનંદનાં ઝરણાં અનોખાં વહે :
ઝબકી ઝબકી મારા સાહેબાનાં ખોરડાં
નવલી મશાલ અમ જીવને ગ્રહે !
અંજન અંજાયાં ઊંડાં આલમની આંખમાં . ૫

મંદિર ને માળિયાં દીઠાં બહુ દીપતાં ,
મહેલો ને મેડીઓની શોભા ઘણી :
ઊંચાં ઊંચાં મારા સાહેબાનાં ખોરડાં
દીપે અતોલ જાણે હીરાકણી !
અંજન અંજાયાં ઊંડાં આલમની આંખમાં . ૬

વહાલા વતનમાં અમારાં એ ખોરડાં
આજે હૈ દૂરથી જ્યોતિ નરી :
એ રે લાખેણાં મારા સાહેબાનાં ખોરડાં
ક્યારે વસાવશું ત્યાં જઈને ફરી ?
અંજન અંજાયાં ઊંડાં આલમની આંખમાં . ૭

ઊતરશે મેઘધનુસીડી આકાશથી ,
જઈશું ઉપર અમે તે પર ચઢી :
ખુલશે ખુલશે મારા સાહેબાનાં ખોરડાં ,
ઠરશું ત્યાં સાહેબાને વળગી પડી !
અંજન અંજાયાં ઊંડાં આલમની આંખમાં . ૮

## શુદ્ધિપત્ર

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૭ | ૧૧ | પ્રેમનાં | પ્રેમના |
| ૪૫ | ૧૧ | નૂરે | નૂરે ! |
| ૬૦ | ૪ | ·થ | પંથ |
| ૬૩ | ૧૨ | ફૂટે | ફૂટે |
| ૬૮ | ૬ | જીવનાં | જીવન |
| ૬૮ | ૧૨ | જીવનાં | જીવન |
| ૭૬ | ૪ | ખેલૈયા | ખેલૈયા ! |
| ૮૮ | ૧ | ~ | તેં |
| ૧૧૫ | ૧૨ | ઝાંઝરિયું | ઝાંઝરિયાં |
| ૧૧૬ | ૧ | નાથ | નાથ ! |

એ ઉપરાંત છેવટનું છપાતાં કોઈ બીબાં કે વિરામચિહ્નો પડી ગયાં હોય, તો વાચકે કૃપા કરીને તે સુધારી લેવાં.

વહાલાં બોલે, સહુજન બોલે,
બોલે જડ જનલોક :
દંભી દુનિયા કરવા માગે
નિશ્ચય મારો ફોક :
ખેંચે ડગડગે રે, ત્યાં કંઈ ઝગમગે રે !
દીવડા તગતગે રે, દીવડા તગતગે રે ! ૩

અંધારાને પાછળ મૂકું,
દૃઢતા ભરું મુજ પાય;
દીવડા તો બહુ ઝળઝળ કરતા
ખેંચે મુજને ત્યાંય !
મારગ ધગધગે રે, ત્યાં કંઈ ઝગમગે રે !
દીવડા તગતગે રે, દીવડા તગતગે રે ! ૪

જડઝાંખર કાંટા ને પથરા
સર્વ વટાવી જાઉં :
મુજ આત્માદીપ સાથ અદલ એ
દીવડામાં જ સમાઉં !
જીવન મઘમઘે રે, સ્વર્ગો ઝગમગે રે !
દીવડા તગતગે રે, દીવડા તગતગે રે ! ૫



## SOME OPINIONS ON

### New Light on the Gathas of Holy Zarathushtra

(By A. F. Khabardar, Double Royal Oct., bound in cloth and gilt, nearly 900 pages, Gujarati Edition Rs. 20-0-0 net, packing and postage Rs. 2 0 extra)

"The Poet Khabardar has produced this big volume with much labour bestowed on it for years. Everywhere one meets with *real research* work, the result of his deep studies and conclusions of his own Notwithstanding his very indifferent health he has acquired a new and difficult language like the Gathic, and after a few years of concentrated studies he has published this valuable book. I sincerely believe that due encouragement should be given to such books *This work is a veritable Treasure Trove* The book will surely be very useful not only to the Parsi scholars, but also to our *Hindu* brethren for his research in the Vedic language . . . If an English translation of a real research work like this is made and sent to the scholars as well as the libraries of Europe and America, they will surely give due attention to *such a scholarly work and try to give something new to* the world".

—**Erwad Bomanji N. Dhabhar**, M.A., the Doyen of Avesta and Pahelavi Scholars.

'We are pleased to have this work not only because of its intrinsic worth but because of the influence of Zoroastrianism on Western religions and philosophies A new critical edition of the Ahunavaiti Gāthā is therefore most welcome The transliterations of the Text, the very copious commentary on its language and meaning the glossary the essays on Zarathushtra and his religion and the other aids provided for the study of the Text should be most helpful to students of this work and of Zoroastrianism in general The parts which are translated into English are readable and illuminating'

—*Charles W. Mixer*, *Assist. Director of the Columbia University* Libraries City of New York, U S A



"You have treated the subject in such a masterly way that I do not understand how you have for so many years hidden from us such a *treasure of knowledge*. *Even men of letters who had been in close touch with you could not come to know that your acquaintance of* Sanskrit, Vedic, Avestan, English and other languages as well as your knowledge of such difficult subjects like Phonology etc. was so deep *and unfathomable*. *Your Book is unique and monumental*. It is a milestone in the Research Literature of India as it tries to show *in no* uncertain terms that Parsis and Hindus in the dim ages of the past were one united nation, so far as Religion was concerned. You have *reduced all the Avestaic words into their original forms as they existed as in Vedic Sanscrit*. *Your intimate knowledge of Astrology has* helped you to unravel the intricacies of many problems. The very title of your Book (with what is contained therein) is expressive and prepares the reader for what he would find between the covers.

**—Divan Bahadur K. M. Jhaveri, M.A., LL.B.**

It does not require a specialist to appreciate the vast erudition, the deep spiritual perception and the wide spirit of humanism that suffuse your work. The fruit of your researches and the loving labour that you must have been giving to the work for years show the artist and man of taste in you. Your book reminds me of Thucydides's *phrase for his own work*: "*It is a possession for ever*." For a wide *public not familiar with Gujarati I would like to find your interpretation of the Gathas given in an international language like English*. Your valuable work will have an honoured place in my library and I look forward to profit from it both scientifically and spiritually."

**—Dr. Sunity Kumar Chatterji, M.A., D. Litt. (London) etc. etc.**
**Head of the Dept. of Comparative Philology, the University of Calcutta**